# अथ श्रीआदित्यहृदयं स[illegible]म्

## (ગુજરાતી ટીકા સાથે)

પ્રસિદ્ધકર્તા

પંડિત નારાયણ મૂલજી પુસ્તકાલય

ઝવેરબાગ, કાલકાદેવી રોડ, મુંબઈ નં. ૨

તથા

"ન્યુસ પ્રિન્ટીંગ પ્રેસ,"

કાળાઘોડા, બેંક-હાઉસ લેન, કોટ, મુંબઈ.

શકે ૧૮૫૧      સને ૧૯૨૯



મૂલ્ય ૩ આના

॥ श्रीगणेशाय नमः ॥




# ॥ अथ श्रीआदित्यहृदयं सटीकम् ॥

आचम्य देशकालौ संकीर्त्य ममारोग्यावाप्तये श्रीसवितृसूर्यनारायणप्रीत्यर्थं द्वादशनमस्काराख्यं कर्म करिष्ये ॥

આચમન કરી, દેશકાલ વિગેરે બોલી, પોતાને સુખ મળવા માટે શ્રી સવિતાનારાયણની કૃપાસારુ બાર નમસ્કારરૂપ કર્મ હું કરું છું, એમ સંકલ્પ કર્યા પછી નીચે પ્રમાણે ધ્યાનારૂઢ થવું.

॥ अथ ध्यानम् ॥

ध्येयः सदा सवितृमंडलमध्यवर्ती नारायणः सरसिजासनसन्निविष्टः । केयूरवान्मकरकुंडलवान्किरीटी हारी हिरणमयवपुर्धृतशंखचक्रः ॥ १ ॥

જેને હાથે બાજુબંધ, કાને મકરાકૃત કુંડલ, મસ્તક ઉપર મુકુટ, કંઠમાં હાર, અને સુવર્ણના સદશ જેનું શરીર છે તથા જેણે હાથમાં શંખ તથા ચક્રને ધારણ કરેલ છે, અને સૂર્યના મંડલની મધ્યમાં જે પદ્માસનથી બેઠેલા છે, એવા નિરંતર ધ્યાન કરવા યોગ્ય નારાયણનું હું ધ્યાન કરું છું. ૧.

**एकचक्रो रथो यस्य दिव्यः कनकभूषितः ॥**
**स मे भवतु सुप्रीतः पद्महस्तो दिवाकरः ॥ २ ॥**

સુવર્ણથી સુશોભિત, એક પૈડાંવાળો જેનો દિવ્ય રથ છે, અને જેના હસ્તમાં કમળ છે, એવા દિવાકર–સૂર્ય ભગવાન્ મારા ઉપર પ્રસન્ન થાઓ. ૨.

**मित्राय नमः । रवये नमः । सूर्याय नमः । भानवे नमः । खगाय नमः । पूष्णे नमः । हिरण्यगर्भाय नमः । मरीचये नमः । आदित्याय नमः । सवित्रे नमः । अर्काय नमः। भास्कराय नमः।**

મિત્રને, રવિને, સૂર્યને, ભાનુને, ખગને, પૂષાને, હિરણ્યગર્ભને, મરીચિને, આદિત્યને, સવિતાને, અર્કને અને ભાસ્કરને એમ બાર આદિત્યને હું નમસ્કાર કરું છું

**नमः सवित्रे जगदेकचक्षुषे जगत्प्रसूतिस्थितिनाशहेतवे ।**
**त्रयीमयाय त्रिगुणात्मधारिणे विरंचिनारायणशंकरात्मने ॥ १ ॥**

જગતનાં એક નેત્રરૂપ, જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને નાશના કારણ, ઋક્, યજુ અને સામ એ ત્રણ વેદરૂપ તથા સત્ત્વ, રજ અને તમોગુણના શરીરને ધારણ કરવાવાળા, એટલે કે વિષ્ણુ, બ્રહ્મા અને શિવરૂપ સૂર્ય ભગવાનને હું નમસ્કાર કરું છું. ૧.

**नमोऽस्तु सूर्याय सहस्ररश्मये सहस्रशाखान्वितसंभवात्मने ।**
**सहस्रयोगोद्भवभावभागिने सहस्रसंख्यायुगधारिणे नमः ॥ २ ॥**

હજારો કિરણોવાળા, હજારો શાખાઓથી યુક્ત ઉત્પત્તિસ્વરૂપ છે જેનું એવા, હજારો યોગથી ઉત્પન્ન થયેલ પદાર્થોને ભોગવવાવાળા અને હજારો આયુધોને ધારણ કરવાવાળા સૂર્યનારાયણને હું નમસ્કાર કરું છું. ૨.

आदित्यस्य नमस्कारं ये कुर्वंति दिने दिने ।
जन्मांतरसहस्रेषु दारिद्र्यं नोपजायते ॥ ३ ॥ इतिनमस्काराः ।

જે મનુષ્ય પ્રતિદિવસ સૂર્ય ભગવાનને નમસ્કાર કરે છે, તેને હજારો જન્મમાં પણ દારિદ્રય આવતું નથી. ૩.

## આદિત્યહૃદય-સૂર્યનું સ્તોત્ર

शतानीक उवाच । कथमादित्यमुद्यंतमुपतिष्ठेद्द्विजोत्तम ।
एतन्मे ब्रूहि विप्रेंद्र प्रपद्ये शरणं तव ॥१॥

શતાનીક પૂછે છેઃ-હે દ્વિજોત્તમ, ઉગતા સૂર્યની સ્તુતિ કેમ કરવી ? એ મને કહો. હે વિપ્રેન્દ્ર, હું તમારે શરણે આવેલો છું. ॥ ૧.॥

सुमंतुरुवाच । इदमेव पुरा पृष्टं शंखचक्रगदाधरम् ।
प्रणम्य शिरसा देवमर्जुनेन महात्मना ॥ २ ॥

સુમંતુ કહે છે-પૂર્વે મહાત્મા અર્જુને શંખ, ચક્ર તથા ગદાને ધારણ કરનારા દેવ(શ્રીકૃષ્ણ)ને નમસ્કાર કરી, આ જ પૂછ્યું હતું. ॥ ૨. ॥

कुरुक्षेत्रे महाराज निवृत्ते भारते रणे ।
कृष्णनाथं समासाद्य प्रार्थयित्वाऽब्रवीदिदम् ॥ ३ ॥

હે મહારાજ, કુરુક્ષેત્રમાં ભારત રણસંગ્રામ પૂરો થયો ત્યારે કૃષ્ણરૂપ નાથની પાસે જઈ, અર્જુને પ્રાર્થના કરી આ પ્રમાણે કહ્યું. ॥ ૩. ॥

अर्जुन उवाच । ज्ञानं च धर्मशास्त्राणां गुह्याद्गुह्यतरं तथा ।
मया कृष्ण परिज्ञातं वाङ्मयं सचराचरम् ॥ ४ ॥

અર્જુન પૂછે છેઃ-હે શ્રીકૃષ્ણ, મેં ધર્મશાસ્ત્રોનું ગુહ્યમાં ગુહ્ય જ્ઞાન તેમ શબ્દમય સચરાચર જ્ઞાન પણ જાણ્યું. ॥ ૪. ॥

सूर्यस्तुतिमयं न्यासं वक्तुमर्हसि माधव ।
भक्त्या पृच्छामि देवेश कथयस्व प्रसादतः ॥ ५ ॥

હે માધવ, હવે આપ સૂર્યનો સ્તુતિમય ન્યાસ કહેવાને યોગ્ય છો. હે દેવેશ, હું ભક્તિથી પૂછું છું તે તમે પ્રસન્નતાથી કહો. ॥ ૫. ॥

**सूर्यभक्तिं करिष्यामि कथं सूर्यं प्रपूजयेत् ।**
**तदहं श्रोतुमिच्छामि त्वत्प्रसादेन यादव ॥ ६ ॥**

હું સૂર્યની ભક્તિ કરીશ, પણ સૂર્યને કેમ પૂજવા તે, હે યાદવ, હું તમારા પ્રસાદથી સાંભળવા ઇચ્છું છું. ॥ ૬. ॥

**श्रीभगवानुवाच । रुद्रादिदैवतैः सर्वैः पृष्टेन कथितं मया ।**
**वक्ष्येऽहं सूर्यविन्यासं शृणु पांडव यत्नतः ॥ ७ ॥**

ભગવાન્ કહે છેઃ-રુદ્ર વિગેરે સઘળા દેવતાઓથી પૂછાયેલા મેં સૂર્યના ન્યાસો કહેલા છે તે હું તને કહીશ. હે પાંડવ, તે તું યત્નથી સાંભળ. ॥ ૭. ॥

**अस्माकं यत्त्वया पृष्टमेकचित्तो भवार्जुन ।**
**तदहं संप्रवक्ष्यामि आदिमध्यावसानकम् ॥ ८ ॥**

હે અર્જુન, તેં મને પૂછ્યું તેથી આદિ, મધ્ય તથા અંત સુધીનું તે ઉપસ્થાન હું તને કહીશ. તું એકચિત્ત થા. ॥ ૮. ॥

**अर्जुन उवाच । नारायण सुरश्रेष्ठ पृच्छामि त्वां महायशाः ।**
**कथमादित्यमुद्यंतमुपतिष्ठेत्सनातनम् ॥ ९ ॥**

અર્જુન પૂછે છેઃ-હે નારાયણ, હે સુરશ્રેષ્ઠ, મહા યશવાળો હું તમને પૂછું છું કે, ઉગતા સનાતન આદિત્યનું ઉપસ્થાન કેમ કરવું? ॥ ૯. ॥

**श्रीभगवानुवाच । साधु पार्थ महाबाहो बुद्धिमानसि पांडव ।**
**यन्मां पृच्छस्युपस्थानं तत्पवित्रं विभावसोः ॥ १० ॥**

શ્રીભગવાન્ કહે છેઃ હે મહાબાહુ પાર્થ, હે પાંડવ, તું બુદ્ધિમાન્ છે કે જેથી વિભાવસુનું તે પવિત્ર ઉપસ્થાન મને પૂછે છે. ૧૦.

**सर्वमंगलमांगल्यं सर्वपापप्रणाशनम् ।**
**सर्वरोगप्रशमनमायुर्वर्धनमुत्तमम् ॥ ११ ॥**

સર્વ મંગલોમાં એ માંગલ્ય છે, સર્વ પાપોનો નાશ કરનારું છે, સર્વ રોગોને શાંત કરનારું છે અને આયુષ્ય વધારવામાં ઉત્તમ છે. ॥ ૧૧. ॥

अमित्रदमनं पार्थ संग्रामे जयवर्धनम् ।
वर्धनं धनपुत्राणामादित्यहृदयं शृणु ॥ १२ ॥

હે પાર્થ, એ શત્રુનું દમન કરનારું છે, સંગ્રામમાં જય વધારનારું છે અને ધન તથા પુત્રોને વધારનારું છે, એવા **આદિત્યહૃદય**ને તું સાંભળ. ૧૨

यच्छ्रुत्वा सर्वपापेभ्यो मुच्यते नात्र संशयः ।
त्रिषु लोकेषु विख्यातं निःश्रेयसकरं परम् ॥ १३ ॥

જેને સાંભળી, સર્વ પાપોમાંથી છૂટાય છે એમાં સંશય નથી. એ પરમ મોક્ષને આપવાવાળું છે એ વાત ત્રણે લોકમાં પ્રસિદ્ધ છે. ॥ ૧૩. ॥

देवदेवं नमस्कृत्य प्रातरुत्थाय चार्जुन ।
विघ्नान्यनेकरूपाणि नश्यंति स्मरणादपि ॥ १४ ॥

હે અર્જુન, પ્રાતઃકાલે ઉઠીને દેવના દેવ(સૂર્ય)ને નમસ્કાર કરવાથી અને તેમનું સ્મરણ કરવાથી પણ અનેક પ્રકારનાં વિઘ્નો નાશ પામે છે. ૧૪.

तस्मात्सर्वप्रयत्नेन सूर्यमाराधयेत्सदा ।
आदित्यहृदयं नित्यं जाप्यं तच्छृणु पांडव ॥ १५ ॥

એટલા માટે સર્વ પ્રયત્નથી સદા સૂર્યને આરાધવા અને **આદિત્યહૃદય**નો નિત્ય જપ કરવો. હે પાંડવ, તે તું સાંભળ. ॥ ૧૫. ॥

यज्जपान्मुच्यते जंतुर्दारिद्र्यादाशु दुस्तरात् ।
लभते च महासिद्धिं कुष्ठव्याधिविनाशिनीम् ॥ १६ ॥

જેના જપથી જંતુ દુસ્તર દારિદ્ર્યમાંથી જલદી છુટી જાય છે અને કોઢના વ્યાધિને મટાડનારી મહાસિદ્ધિને મેળવે છે. ॥ ૧૬. ॥

अस्मिन्मंत्रे ऋषिश्छंदो देवता शक्तिरेव च ।
सर्वमेव महाबाहो कथयामि तवाग्रतः ॥ १७ ॥

આ મંત્રમાં **ઋષિ, છંદ, દેવતા** તથા **શક્તિ** એ સઘળું હે મહાબાહો, હું તારી આગળ કહું છું. ॥ ૧૭. ॥

**मया ते गोपितं न्यासं सर्वशास्त्रप्रबोधितम् ।**

**अथ ते कथयिष्यामि उत्तमं मंत्रमेव च ॥ १८ ॥**

મેં તારા સારુ સર્વ શાસ્ત્રમાં જણાવેલો એ **ન્યાસ** છુપો રાખ્યો છે, તેથી હવે તને એ ઉત્તમ મંત્ર હું કહીશ. ॥ ૧૮. ॥

**ॐ अस्य श्रीआदित्यहृदयस्तोत्रमंत्रस्य । श्रीकृष्ण ऋषिः । श्रीसूर्यात्मा त्रिभुवनेश्वरो देवता । अनुष्टुप् छंदः । हरितहयरथं दिवाकरं घृणिरिति बीजम् । ॐ नमो भगवते जितवैश्वानरजातवेदस इति शक्तिः । ॐ नमो भगवते आदित्याय नम इति कीलकम् । ॐ अग्निगर्भदेवता इति मंत्रः । ॐ नमो भगवते तुभ्यमादित्याय नमो नमः । श्रीसूर्यनारायणप्रीत्यर्थे जपे विनियोगः । अथ न्यासः । ॐ ह्राँ अंगुष्ठाभ्यां नमः । ॐ ह्रीं तर्जनीभ्यां नमः । ॐ ह्रूं मध्यमाभ्यां नमः । ॐ ह्रैं अनामिकाभ्यां नमः । ॐ ह्रौं कनिष्ठिकाभ्यां नमः । ॐ ह्रः करतलकरपृष्ठाभ्यां नमः । ॐ ह्रां हृदयाय नमः । ॐ ह्रीं शिरसे स्वाहा । ॐ ह्रूं शिखायै वषट् । ॐ ह्रैं कवचाय हुम् । ॐ ह्रौं नेत्रत्रयाय वौषट् । ॐ ह्रः अस्त्राय फट् । ॐह्रांह्रींह्रूंह्रैंह्रौंह्रः इति दिग्बंधः ।**

આ **આદિત્યહૃદય** સ્તોત્રમંત્રના શ્રીકૃષ્ણ **ઋષિ** છે. શ્રીસૂર્યાત્મ ત્રિભુવનેશ્વર **દેવતા** છે. અનુષ્ટુપ્ **છંદ** છે. હરિતહયરથ દિવાકર ઘૃણિ એ **બીજ** છે. ॐ **નમો ભગવતે જાતવૈશ્વાનર જાતવેદસ** એ **શક્તિ**

છે. ૐ નમો ભગવતે આદિત્યાય નમઃ એ **કીલક** છે. ૐ અગ્નિગર્ભ-દેવતા એ **મંત્ર** છે. "ॐ नमो भगवते तुभ्यमादित्याय नमोनमः" એ મંત્રનો સૂર્યનારાયણની પ્રીતિ માટે જપમાં વિનિયોગ (ઉપયોગ) થાય છે.

## ન્યાસ

"ॐ ह्रां अंगुष्ठाभ्यां नमः" એમ બોલી બંને અંગુઠાને, "ॐ ह्रीं तर्जनीभ्यां नमः" એમબોલી બંને તર્જનીને, "ॐ ह्रूं मध्यमाभ्यां नमः" એમ બોલી બંને વચલી આંગળીઓને, "ॐ ह्रैं अनामिकाभ्यां नमः" એમ બોલી બંને અનામિકાને, "ॐ ह्रौं कनिष्ठिकाभ्यां नमः" એમ બોલી બંને ટચલી આંગળીઓને, "ॐ ह्रः करतलकरपृष्ठाभ्यां नमः" એમ બોલી, બંને હાથની હથેળીઓ તથા હથેલીઓના પાછલા ભાગને, "ॐ ह्रां हृदयाय नमः" એમ બોલી હૃદયને, 'ॐ ह्रीं शिरसे स्वाहा' એમ બોલી શિરને, 'ॐ ह्रूं शिखायै वषट्' એમ બોલી શિખાને 'ॐ ह्रैं कवचाय हुम्' એમ બોલી કવચને તથા 'ॐ ह्रौं नेत्रत्रयाय वौषट्' એમ બોલી નેત્રને હાથથી સ્પર્શ કરવો. "ॐ ह्रः अस्त्राय फट्" એમ બોલી ડાબા હાથની હથેલીમાં જમણા હાથની તર્જની તથા મધ્યમા આંગળીઓ પછાડવી અને "ॐ ह्रां ह्रीं ह्रूं ह्रैं ह्रौं ह्रः" એમ બોલી જમણા હાથની ચપટીથી દશે દિશાઓમાં હાથ ફેરવીને દિગ્બંધન કરવું.

**अथ ध्यानम् । भास्वद्रत्नाढ्यमौलिः स्फुरदधररुचा रंजितश्चारुकेशो भास्वान्यो दिव्यतेजाः करकमलयुतः स्वर्णवर्णः प्रभाभिः । विश्वाकाशावकाशग्रहपतिशिखरे भाति यश्चोदयाद्रौ सर्वानंदप्रदाता हरिहरनमितः पातु मां विश्वचक्षुः ॥ १ ॥**

## ધ્યાન

દેદીપ્યમાન રત્નોથી મૂલ્યવાન્ મુગટવાળા, સ્ફુરાયમાન ઉંચી કાંતિથી રંગાએલા, સુંદર કેશવાળા, દેદીપ્યમાન, દિવ્ય તેજવાળા, હાથમાં કમળથી યુકત અને કાંતિઓથી સોના સરખા વર્ણવાળા, વિશ્વનું આકાશ, અવ-

કાશ અને સૂર્ય જેના શિખર પર છે એવા ઉદયાચલ પર્વત પર શોભવાવાળા, સર્વને આનંદ આપવાવાળા તથા હર અને હરિથી નમાએલા વિશ્વચક્ષુ (સૂર્યનારાયણદેવ) મારું રક્ષણ કરો. ॥ ૧. ॥

**पूर्वमष्टदलं पद्मं प्रणवादिप्रतिष्ठितम् ।**
**मायाबीजं दलाष्टाग्रे यंत्रमुद्धारयेदिति ॥ २ ॥**

પહેલાં પ્રણવ વિગેરેની જેમાં પ્રતિષ્ઠા કરી હોય એવું **અષ્ટદલ પદ્મ** બનાવવું **અને** આઠ દલના આગળના ભાગમાં **માયાબીજ** (ह्रीं)નો ન્યાસ કરી યંત્રનો ઉદ્ધાર કરવો. ॥ ૨ ॥

**आदित्यं भास्करं भानुं रविं सूर्यं दिवाकरम् ।**
**मार्तंडं तपनं चेति दलेष्वष्टसु योजयेत् ॥ ३ ॥**

"આદિત્ય, ભાસ્કર, ભાનુ, રવિ, સૂર્ય, દિવાકર, માર્તંડ તથા તપન, એ આઠને આઠ દલમાં યોજવા. ॥ ૩ ॥

**दीप्ता सूक्ष्मा जया भद्रा विभूतिर्विमला तथा ।**
**अमोघा विद्युता चेति मध्ये श्रीः सर्वतोमुखी ॥ ४ ॥**

દીપ્તા, સૂક્ષ્મા, જયા, ભદ્રા, વિભૂતિ, વિમલા, અમોઘા, વિદ્યુતા તથા મધ્યમાં **સર્વતોમુખી શ્રી** સ્થાપવી. ॥ ૪ ॥

**सर्वज्ञः सर्वगश्चैव सर्वकारणदेवता ।**
**सर्वेशं सर्वहृदयं नमामि सर्वसाक्षिणम् ॥ ५ ॥**

સર્વજ્ઞ, સર્વગ, સર્વકારણદેવતા, સર્વેશ, સર્વના હૃદયરૂપ તથા સર્વના સાક્ષીને હું નમું છું. ॥ ૫ ॥

**सर्वात्मा सर्वकर्ता च सृष्टिजीवनपालकः ।**
**हितः स्वर्गापवर्गश्च भास्करेश नमोऽस्तु ते ॥ ६ ॥ इति प्रार्थना ।**

સર્વના આત્મા, સર્વના કર્તા, સૃષ્ટિના જીવનના પાલક, હિતસ્વી, અને સ્વર્ગ તથા અપવર્ગરૂપ હે ભાસ્કરેશ, તમને નમસ્કાર છે. ॥ ૬ ॥

नमो नमस्तेऽस्तु सदा विभावसो सर्वात्मने सप्तहयाय भानवे ।
अनंतशक्तिर्मणिभूषणेन ददस्व भुक्तिं मम मुक्तिमव्ययाम् ॥ ७ ॥

હે વિભાવસો, તમને સદા વારંવાર નમસ્કાર છે, સર્વના આત્મારૂપ, અને સાત ઘોડાવાળા ભાનુને નમસ્કાર છે. હે દેવ! તમે મણિના ભૂષણથી અનંત શક્તિવાળા છો માટે મને નાશરહિત ભુક્તિ તથા મુક્તિ આપો. ૭

अर्कं तु मूर्ध्नि विन्यस्य ललाटे तु रविं न्यसेत् ।
विन्यसेन्नेत्रयोः सूर्यं कर्णयोश्च दिवाकरम् ॥ ८ ॥

(આમ પ્રાર્થના પૂરી કરી) મસ્તકમાં અર્કનો ન્યાસ કરી, લલાટમાં રવિનો ન્યાસ કરવો. નેત્રોમાં સૂર્યનો ન્યાસ કરી, કાનોમાં દિવાકરનો ન્યાસ કરવો. ૮.

नासिकायां न्यसेद्भानुं मुखे वै भास्करं न्यसेत् ।
पर्जन्यमोष्ठयोश्चैव तीक्ष्णं जिह्वांतरे न्यसेत् ॥ ९ ॥

નાસિકામાં ભાનુનો ન્યાસ કરી, મુખમાં ભાસ્કરનો ન્યાસ કરવો. બન્ને હોઠમાં પર્જન્યનો ન્યાસ કરી, જીભની અંદર તીક્ષ્ણનો ન્યાસ કરવો. ૯.

सुवर्णरेतसं कंठे स्कंधयोस्तिग्मतेजसम् ।
बाह्वोस्तु पूषणं चैव मित्रं वै पृष्ठतो न्यसेत् ॥ १० ॥

સુવર્ણરેતસ્નો કંઠમાં, બંને ખભામાં તિગ્મતેજસ્નો, બંને બાહુમાં પૂષાનો તથા પીઠમાં મિત્રનો ન્યાસ કરવો. ॥ ૧૦. ॥

वरुणं दक्षिणे हस्ते त्वष्टारं वामतः करे ।
हस्तावुष्णकरः पातु हृदयं पातु भानुमान् ॥ ११ ॥

જમણા હાથમાં વરુણનો તથા ડાબા હાથમાં ત્વષ્ટાનો ન્યાસ કરવો. ઉષ્ણકર બંને હાથનું, અને ભાનુમાન્ હૃદયનું રક્ષણ કરો. ॥ ૧૧. ॥

उदरे तु यमं विद्यादादित्यं नाभिमंडले ।
कट्यां तु विन्यसेद्धंसं रुद्रमूर्वोस्तु विन्यसेत् ॥ १२ ॥

યમનો ઉદરમાં તથા આદિત્યનો નાભિમંડલમાં ન્યાસ કરવો. કેડમાં હંસનો ન્યાસ કરી, બંને સાથળમાં રુદ્રનો ન્યાસ કરવો. ॥ ૧૨. ॥

**जान्वोस्तु गोपतिं न्यस्य सवितारं तु जंघयोः ।**
**पादयोश्च विवस्वंतं गुल्फयोश्च दिवाकरम् ॥ १३ ॥**

બંને ગોઠણમાં ગોપતિનો ન્યાસ કરી, બંને જાંઘમાં સવિતાનો ન્યાસ કરવો. બંને પગમાં વિવસ્વાન્‌નો ન્યાસ કરી, બંને ઘુંટીમાં દિવાકરનો ન્યાસ કરવો. ॥ ૧૩. ॥

**बाह्यतस्तु तमोध्वंसं भगमभ्यन्तरे न्यसेत् ।**
**सर्वांगेषु सहस्रांशुं दिग्विदिक्षु भगं न्यसेत् १४इति दिग्बंधः।**

બહાર તમોધ્વંસનો ન્યાસ કરી, અંદર ભગનો ન્યાસ કરવો. સઘળાં અંગોમાં સહસ્રાંશુનો ન્યાસ કરી, દિશા તથા વિદિશા (કોણાઓ)માં ભગનો ન્યાસ કરવો. ॥ ૧૪. ॥ આ પ્રમાણે દિગ્બંધન પૂરું કરવું.

**एष आदित्यविन्यासो देवानामपि दुर्लभः।**
**इमं भक्त्या न्यसेत्पार्थ स याति परमां गतिम् ॥ १५ ॥**

આ આદિત્યનો ન્યાસ દેવોને પણ દુર્લભ છે. હે પાર્થ, ભક્તિથી જે એનો ન્યાસ કરે છે તે પરમગતિને પામે છે. ॥ ૧૫. ॥

**कामक्रोधकृतात्पापान्मुच्यते नात्र संशयः ।**
**सर्पादपि भयं नैव संग्रामेषु पथिष्वपि ॥ १६ ॥**

(તે) કામ તથા ક્રોધથી કરેલાં પાપમાંથી છૂટી જાય છે, એમાં સંશય નથી. (તેને) સર્પથી પણ ભય લાગતો નથી તેમ સંગ્રામમાં તથા રસ્તાઓમાં પણ ભય લાગતો નથી. ॥ ૧૬. ॥

**रिपुसंघट्टकालेषु तथा चोरसमागमे ।**
**त्रिसंध्यं जपतो न्यासं महापातकनाशनम् ॥ १७ ॥**

શત્રુ તથા ચોર સામો આવે ત્યારે પણ ભય લાગતો નથી. ન્યાસનો ત્રણે સંધ્યામાં જપ કરવાથી મહાપાપનો નાશ થાય છે. ॥ ૧૭. ॥

**विस्फोटकसमुत्पन्नं तीव्रज्वरसमुद्भवम् ।**
**शिरोरोगं नेत्ररोगं सर्वव्याधिविनाशनम् ॥ १८ ॥**

વિસ્ફોટકથી થએલી તથા તીવ્ર જ્વરથી થએલી પીડા, શિરોરોગ (આધાશીશી), નેત્રરોગ તથા સર્વવ્યાધિનો નાશ થાય છે. ॥ ૧૮. ॥

**कुष्ठव्याधिस्तथा दद्रू रोगाश्च विविधाश्च ये ।**
**जपमानस्य नश्यन्ति शृणु भक्त्या तदर्जुन ॥ १९ ॥**

કોઢનો વ્યાધિ તથા નાના પ્રકારનો દદ્રુરોગ (દાદર), તેમ જે વિવિધ રોગો તે, ન્યાસનો જપ કરનારના નાશ થાય છે. હે અર્જુન, તે તું ભક્તિથી સાંભળ. ॥ ૧૯. ॥

**आदित्यो मंत्रसंयुक्त आदित्यो भुवनेश्वरः ।**
**आदित्यान्नापरो देवो ह्यादित्यः परमेश्वरः ॥ २० ॥**

આદિત્ય મંત્રયુક્ત છે, આદિત્ય ભુવનેશ્વર છે, આદિત્યથી બીજા દેવ નથી અને આદિત્ય પરમેશ્વર છે. ॥ ૨૦. ॥

**आदित्यमर्चयेद्ब्रह्मा शिव आदित्यमर्चयेत् ।**
**यदादित्यमयं तेजो मम तेजस्तदर्जुन ॥ २१ ॥**

આદિત્યને બ્રહ્મા પૂજે છે, આદિત્યને શિવ પૂજે છે અને આદિત્યમય જે તેજ છે તે હે અર્જુન, મારું તેજ છે. ॥ ૨૧. ॥

**आदित्यं मंत्रसंयुक्तमादित्यं भुवनेश्वरम् ।**
**आदित्यं ये प्रपश्यंति मां पश्यंति न संशयः ॥ २२ ॥**

મંત્રસંયુક્ત તથા ભુવનેશ્વર આદિત્યને જેઓ જુએ છે તેઓ મને જુએ છે એમાં સંશય નથી. ॥ ૨૨. ॥

त्रिसंध्यमर्चयेत्सूर्यं स्मरेद्भक्त्या तु यो नरः ।
न स पश्यति दारिद्र्यं जन्मजन्मनि चार्जुन ॥ २३ ॥

જે માણસ ત્રણે સંધ્યામાં સૂર્યને પૂજે છે અને ભક્તિથી સ્મરણ કરે છે તે માણસ જન્મોજન્મમાં હે અર્જુન, દારિદ્રય જોતો નથી. ॥ ૨૩. ॥

एतत्ते कथितं पार्थ आदित्यहृदयं मया ।
शृण्वन् मुक्तश्च पापेभ्यः सूर्यलोके महीयते ॥ २४ ॥

હે પાર્થ, મેં આ **આદિત્યહૃદય** તને કહ્યું. તેને સાંભળનાર સર્વ પાપોમાંથી છૂટી જાય છે અને સૂર્યલોકમાં પૂજાય છે. ॥ ૨૪. ॥

नमो भगवते तुभ्यमादित्याय नमो नमः ।
आदित्यः सविता सूर्यः खगः पूषा गभस्तिमान् ॥२५॥

આદિત્ય ભગવાન્ તમને નમસ્કાર છે! નમસ્કાર છે!! આદિત્ય, સવિતા, સૂર્ય, ખગ, પૂષા, ગભસ્તિમાન્; ॥ ૨૫. ॥

सुवर्णस्फटिको भानुः स्फुरितो विश्वतापनः ।
रविर्विश्वो महातेजाः सुवर्णः सुप्रबोधकः ॥ २६ ॥

સુવર્ણસ્ફટિક, ભાનુ, સ્ફુરિત, વિશ્વતાપન, રવિ, વિશ્વ, મહાતેજા, સુવર્ણ, સુપ્રબોધક; ॥ ૨૬. ॥

हिरण्यगर्भस्त्रिशिरास्तपनो भास्करो रविः ।
मार्तंडो गोपतिः श्रीमान् कृतज्ञश्च प्रतापवान् ॥ २७ ॥

હિરણ્યગર્ભ, ત્રિશિરા, તપન, ભાસ્કર, રવિ, માર્તંડ, ગોપતિ, શ્રીમાન્ કૃતજ્ઞ, પ્રતાપવાન્; ॥ ૨૭. ॥

तमिस्रहा भगो हंसो नासत्यश्च तमोनुदः ।
शुद्धो विरोचनः केशी सहस्रांशुर्महाप्रभुः ॥ २८ ॥

તમિસ્રહા, ભગ, હંસ, નાસત્ય, તમોનુદ, શુદ્ધ, વિરોચન, કેશી, સહસ્રાંશુ, મહાપ્રભુ; ॥ ૨૮. ॥

विवस्वान्पूषणो मृत्युर्मिहिरो जामदग्न्यजित् ।
घर्मरश्मिः पतंगश्च शरण्यो मित्रहा तपः ॥ २९ ॥

વિવસ્વાન, પૂષણ, મૃત્યુ, મિહિર, જામદગ્ન્યજિત્, ઘર્મરશ્મિ, પતંગ, શરણ્ય, મિત્રહા, તપ; ॥ ૨૯ ॥

दुर्विज्ञेयगतिः शूरस्तेजोराशिर्महायशाः ।
शंभुश्चित्रांगदः सौम्यो हव्यकव्यप्रदायकः ॥ ३० ॥

દુર્વિજ્ઞેયગતિ, શૂર, તેજોરાશિ, મહાયશા, શંભુ, ચિત્રાંગદ, સૌમ્ય, હવ્યકવ્યપ્રદાયક; ॥ ૩૦ ॥

अंशुमानुत्तमो देव ऋग्यजुः साम एव च ।
हरिदश्वस्तमोदारः सप्तसप्तिर्मरीचिमान् ॥ ३१ ॥

અંશુમાન, ઉત્તમ, દેવ, ઋક્, યજુસ્, સામ, હરિદશ્વ, તમોદાર, સપ્તસપ્તિ, મરીચિમાન્; ॥ ૩૧ ॥

अग्निगर्भोऽदितेः पुत्रः शंभुस्तिमिरनाशनः ।
पूषा विश्वंभरो मित्रः सुवर्णः सुप्रतापवान् ॥ ३२ ॥

અગ્નિગર્ભ, અદિતિપુત્ર, શંભુ, તિમિરનાશન, પૂષા, વિશ્વંભર, મિત્ર, સુવર્ણ, સુપ્રતાપવાન્; ॥ ૩૨ ॥

आतपी मंडली भास्वान् तपनः सर्वतापनः ।
कृतविश्वो महातेजाः सर्वरत्नमयोद्भवः ॥ ३३ ॥

આતપી, મંડલી, ભાસ્વાન્, તપન, સર્વતાપન, કૃતવિશ્વ, મહાતેજા, સર્વરત્નમયોદ્ભવ; ॥ ૩૩ ॥

अक्षरश्च क्षरश्चैव प्रभाकरविभाकरौ ।
चंद्रश्चंद्रांगदः सौम्यो हव्यकव्यप्रदायकः ॥ ३४ ॥

અક્ષર, ક્ષર, પ્રભાકર, વિભાકર, ચંદ્ર, ચંદ્રાંગદ, સૌમ્ય, હવ્યકવ્યપ્રદાયક; ॥૩૪॥

अंगारकोऽगदोऽगस्ती रक्तांगश्चांगवर्धनः ।
बुद्धो बुद्धासनो बुद्धिर्बुद्धात्मा बुद्धिवर्धनः ॥ ३५ ॥

અંગારક, અંગદ, અગસ્તી, રક્તાંગ, અંગવર્ધન, બુદ્ધ, બુદ્ધાસન, બુદ્ધિ, બુદ્ધાત્મા, બુદ્ધિવર્ધન; ॥ ૩૫ ॥

बृहद्भानुर्बृहद्भासो बृहद्धामा बृहस्पतिः ।
शुक्रस्त्वं शुक्ररेतास्त्वं शुक्रांगः शुक्रभूषणः ॥ ३६ ॥

બૃહદ્ભાનુ, બૃહદ્ભાસ, બૃહદ્ધામા, અને બૃહસ્પતિ (તમે છો). તમે શુક્લ છો, તમે શુક્લરેતા છો. તમે શુક્લ અંગવાળા છો, તમે શુક્લ ભૂષણવાળા છો. ॥ ૩૬ ॥

शनिमांश्छनिरूपस्त्वं शनैर्गच्छसि सर्वदा ।
अनादिरादिरादित्यस्तेजोराशिर्महातपाः ॥ ३७ ॥

તમે શનિમાન્ અને શનિરૂપ છો માટે તમે સર્વદા ધીરે ચાલો છો. તમે અનાદિ તથા આદિરૂપ આદિત્ય છો. તમે તેજનો ભંડાર છો, તમે મહાતપ છો. ॥ ૩૭ ॥

अनादिरादिरूपस्त्वमादित्यो दिक्पतिर्यमः ।
भानुमान्भानुरूपस्त्वं स्वर्भानुर्भानुदीप्तिमान् ॥ ३८ ॥

તમે અનાદિ તથા આદિરૂપ આદિત્ય છો, તમે દિક્પતિ છો, તમે યમ છો, તમે ભાનુમાન્ તથા ભાનુરૂપ છો, તમે સ્વર્ભાનુરૂપ અને ભાનુ-દીપ્તિમાન્ છો. ॥ ૩૮ ॥

धूमकेतुर्महाकेतुः सर्वकेतुरनुत्तमः ।
तिमिरावरणः शंभुः स्रष्टा मार्तंड एव च ॥ ३९ ॥

તમે ધૂમકેતુ છો, મહાકેતુ છો, સર્વકેતુ છો, અનુત્તમ છો, તિમિરાવરણ (અંધકાર નાશ કરનાર) છો, શંભુ છો, સ્રષ્ટા છો તથા માર્તંડ છો. ॥૩૯॥

**नमः पूर्वाय गिरये पश्चिमाय नमो नमः ।**
**नमोत्तराय गिरये दक्षिणाय नमो नमः ॥ ४० ॥**

પૂર્વગિરિને નમસ્કાર છે, પશ્ચિમગિરિને વારંવાર નમસ્કાર છે, ઉત્તરગિરિને નમસ્કાર છે, તેમ દક્ષિણગિરિને નમસ્કાર છે, નમસ્કાર છે.॥૪૦॥

**नमो नमः सहस्रांशो ह्यादित्याय नमो नमः ।**
**नमः पद्मप्रबोधाय नमस्ते द्वादशात्मने ॥ ४१ ॥**

હે સહસ્રાંશો, (તમને) નમસ્કાર છે, નમસ્કાર છે. આદિત્યને નમસ્કાર છે, નમસ્કાર છે. પદ્મપ્રબોધકને નમસ્કાર છે. દ્વાદશ આત્મા એવા તમને નમસ્કાર છે. ॥૪૧॥

**नमो विश्वप्रबोधाय नमो भ्राजिष्णुजिष्णवे ।**
**ज्योतिषे च नमस्तुभ्यं ज्ञानार्काय नमो नमः ॥ ४२ ॥**

વિશ્વપ્રબોધને નમસ્કાર છે, ભ્રાજિષ્ણુજિષ્ણુને નમસ્કાર છે, જ્યોતિષરૂપ તમને નમસ્કાર છે અને જ્ઞાનરૂપ સૂર્યને નમસ્કાર છે,નમસ્કાર છે.॥૪૨॥

**प्रदीप्ताय प्रगल्भाय युगांताय नमो नमः ।**
**नमस्ते होतृपतये पृथिवीपतये नमः ॥ ४३ ॥**

પ્રદીપ્તને, પ્રગલ્ભને તથા યુગાંતને નમસ્કાર છે, નમસ્કાર છે. હોતૃપતિ એવા તમને નમસ્કાર છે. પૃથ્વીપતિને નમસ્કાર છે. ॥૪૩॥

**नमोंकार वषट्कार सर्वयज्ञ नमोऽस्तु ते ।**
**ऋग्वेदादियजुर्वेद सामवेद नमोऽस्तु ते ॥ ४४ ॥**

ઓંકાર, વષટ્કાર તથા સર્વયજ્ઞરૂપ તમને નમસ્કાર હો, નમસ્કાર હો. ઋગ્વેદ, આદિયજુર્વેદ તથા સામવેદરૂપ તમને નમસ્કાર હો. ॥૪૪॥

**नमो हाटकवर्णाय भास्कराय नमो नमः ।**
**जयाय जयभद्राय हरिदश्वाय ते नमः ॥ ४५ ॥**

હાટક (સુવર્ણ) વર્ણને નમસ્કાર છે. ભાસ્કરને નમસ્કાર છે, નમસ્કાર છે. જયને, જયભદ્રને તથા હરિદશ્વ એવા તમને નમસ્કાર છે. ॥૪૫॥

**दिव्याय दिव्यरूपाय ग्रहाणां पतये नमः ।**
**नमस्ते शुचये नित्यं नमः कुरुकुल्लात्मने ॥ ४६ ॥**

દિવ્ય, દિવ્યરૂપ તથા ગ્રહોના પતિ એવા તમને નમસ્કાર છે. નિત્ય પવિત્ર એવા તમને નમસ્કાર છે. કુરુકુલાત્માને નમસ્કાર છે. ॥૪૬॥

**नमस्त्रैलोक्यनाथाय भूतानां पतये नमः ।**
**नमः कैवल्यनाथाय नमस्ते दिव्यचक्षुषे ॥ ४७ ॥**

ત્રૈલોકયના નાથને નમસ્કાર છે, ભૂતોના પતિને નમસ્કાર છે, કૈવલ્ય-નાથને નમસ્કાર છે અને દિવ્યચક્ષુ એવા તમને નમસ્કાર છે. ॥૪૭॥

**त्वं ज्योतिस्त्वं द्युतिर्ब्रह्मा त्वं विष्णुस्त्वं प्रजापतिः ।**
**त्वमेव रुद्रो रुद्रात्मा वायुरग्निस्त्वमेव च ॥ ४८ ॥**

તમે જ્યોતિ છો, તમે બ્રહ્મા છો, તમે વિષ્ણુ છો, તમે પ્રજાપતિ છો, તમે જ રુદ્ર છો, તમે રુદ્રાત્મા છો, તમે વાયુ તથા અગ્નિ છો. ॥૪૮॥

**योजनानां सहस्रे द्वे द्वे शते द्वे च योजने ॥**
**एकेन निमिषार्धेन क्रममाण नमोऽस्तु ते ॥ ४९ ॥**

એક અર્ધા નિમિષ (આંખના મટકા)માં બે હજાર બસો બે યોજન ચાલનારા તમને નમસ્કાર છે. ॥૪૯॥

**नवयोजनलक्षाणि सहस्रद्विशतानि च ।**
**यावद्घटीप्रमाणेन क्रममाण नमोऽस्तु ते ॥ ५० ॥**

એક ઘડીમાં નવ લાખ એક હજાર બસો યોજન ચાલનારા તમને નમસ્કાર છે. ॥૫૦॥

**अग्रतश्च नमस्तुभ्यं पृष्ठतश्च सदा नमः ।**
**पार्श्वतश्च नमस्तुभ्यं नमस्ते चास्तु सर्वदा ॥ ५१ ॥**

આગળ તમને નમસ્કાર છે. પાછળ સદા નમસ્કાર છે. પડખામાં તમને નમસ્કાર છે. તમને સર્વદા નમસ્કાર હો. ૫૧.

**नमः सुरारिहंत्रे च सोमसूर्याग्निचक्षुषे ।**
**नमो दिव्याय व्योमाय सर्वतंत्रमयाय च ॥ ५२ ॥**

દેવતાના શત્રુઓનો નાશ કરનારા તમને નમસ્કાર છે, સોમ, સૂર્ય તથા અગ્નિરૂપ નેત્રવાળા તમને નમસ્કાર છે, અને દિવ્ય, વ્યોમરૂપ તથા સર્વતંત્રરૂપ તમને નમસ્કાર છે. ૫૨.

**नमो वेदांतवेद्याय सर्वकर्मादिसाक्षिणे ।**
**नमो हरितवर्णाय सुवर्णाय नमो नमः ॥ ५३ ॥**

વેદાંતવેદ્યને નમસ્કાર છે. સર્વકર્મના આદિ સાક્ષિરૂપને નમસ્કાર છે. હરિતવર્ણને નમસ્કાર છે. સુવર્ણને નમસ્કાર છે, નમસ્કાર છે. ૫૩.

**अरुणो माघमासे तु सूर्यो वै फाल्गुने तथा ।**
**चैत्रमासे तु वेदांगो भानुर्वैशाखतापनः ॥ ५४ ॥**

માઘ માસમાં અરુણ, ફાલ્ગુનમાં સૂર્ય, ચૈત્ર માસમાં વેદાંગ, તેમ વૈશાખમાં ભાનુરૂપે તમે તપો છો. ૫૪.

**ज्येष्ठमासे तपेदिंद्र आषाढे तपते रविः ।**
**गभस्तिः श्रावणे मासे यमो भाद्रपदे तथा ॥ ५५ ॥**

જ્યેષ્ઠમાં ઇન્દ્ર, આષાઢમાં રવિ, શ્રાવણ માસમાં ગભસ્તિ અને ભાદ્રપદમાં યમ તમે છો. ૫૫.

**इषे सुवर्णरेताश्च कार्तिके च दिवाकरः ।**
**मार्गशीर्षे तपेन्मित्रः पौषे विष्णुः सनातनः ॥ ५६ ॥**

આશ્વિનમાં સુવર્ણરેતા, કાર્તિકમાં દિવાકર, માર્ગશીર્ષમાં મિત્ર તથા પૌષમાં સનાતન વિષ્ણુ તપે છે. ૫૬.

पुरुषस्त्वधिके मासे मासाधिक्ये तु कल्पयेत् ।
इत्येते द्वादशादित्याः काश्यपेयाः प्रकीर्तिताः ॥ ५७ ॥

અધિક માસ હોય ત્યારે અધિક માસમાં પુરુષ તપે છે, એમ કલ્પના કરવી. એ પ્રમાણે એ **બાર આદિત્યો** કશ્યપના પુત્રો કહ્યા છે. ૫૭.

उग्ररूपा महात्मानस्तपंते विश्वरूपिणः ॥
धर्मार्थकाममोक्षाणां प्रस्फुटा हेतवो नृप ॥ ५८ ॥

તેઓ ઉગ્રરૂપ, મહાત્માઓ તથા વિશ્વરૂપ તપે છે અને હે નૃપ, ધર્મ, અર્થ, કામ તથા મોક્ષના સ્પષ્ટ હેતુરૂપ છે. ૫૮.

सर्वपापहरं चैवमादित्यं संप्रपूजयेत् ।
एकधा दशधा चैव शतधा च सहस्रधा ॥ ५९ ॥
तपंते विश्वरूपेण सृजंति संहरंति च ।
एष विष्णुः शिवश्चैव ब्रह्मा चैव प्रजापतिः ॥ ६० ॥

સર્વ પાપને હરનાર આદિત્યને એ પ્રમાણે પૂજવા. તે એક પ્રકારે, દશ પ્રકારે, સો પ્રકારે તથા હજાર પ્રકારે વિશ્વરૂપથી તપે છે, સૃજે છે તથા હરે છે. એ વિષ્ણુ, શિવ, બ્રહ્મા અને પ્રજાપતિ છે. ૫૯–૬૦.

महेंद्रश्चैव कालश्च यमो वरुण एव च ।
नक्षत्रग्रहताराणामधिपो विश्वतापनः ॥ ६१ ॥
वायुरग्निर्धनाध्यक्षो भूतकर्ता स्वयं प्रभुः ।
एष देवो हि देवानां सर्वमाप्यायते जगत् ॥ ६२ ॥

(એ) મહેન્દ્ર, કાલ, યમ, વરુણ, નક્ષત્ર, ગ્રહ તથા તારાઓના અધિપતિ અને વિશ્વતાપન છે. વાયુ, અગ્નિ, કુબેર, ભૂતકર્તા તથા સ્વયંપ્રભુ છે. એ દેવના દેવ છે અને જગતનું પૂરું કરે છે. ૬૧–૬૨.

**एष कर्ता हि भूतानां संहर्ता रक्षकस्तथा ।**
**एषलोकानुलोकश्च सप्तद्वीपाश्च सागराः ॥ ६३ ॥**

એ ભૂતોના કર્તા, સંહર્તા તથા રક્ષક છે. એ લોકાનુલોક છે. એ સાત દ્વીપો તથા સાગર છે. ૬૩.

**एष पातालसप्तस्थो दैत्यदानवराक्षसाः ।**
**एष धाता विधाता च बीजं क्षेत्रं प्रजापतिः ॥ ६४ ॥**

એ સાત પાતાલમાં રહેલા દૈત્ય, દાનવ તથા રાક્ષસોરૂપ છે. એ જ ધાતા, વિધાતા, બીજ, ક્ષેત્ર તથા પ્રજાપતિ છે. ૬૪.

**एष एव प्रजा नित्यं संवर्धयति रश्मिभिः ।**
**एष यज्ञः स्वधा स्वाहा ह्रीः श्रीश्च पुरुषोत्तमः ॥ ६५ ॥**

એ જ કિરણોથી નિત્ય પ્રજાને વધારે છે. એ યજ્ઞ, સ્વધા, સ્વાહા, હ્રી, શ્રી તથા પુરુષોત્તમ છે. ૬૫.

**एष भूतात्मको देवः सूक्ष्मोऽव्यक्तः सनातनः ।**
**ईश्वरः सर्वभूतानां परमेष्ठी प्रजापतिः ॥ ६६ ॥**

એ ભૂતાત્મક દેવ, સૂક્ષ્મ, અવ્યક્ત, સનાતન, સર્વભૂતોના ઈશ્વર, પરમેષ્ઠી તથા પ્રજાપતિ છે. ૬૬.

**कालात्मा सर्वभूतात्मा वेदात्मा विश्वतोमुखः ।**
**जन्ममृत्युजराव्याधिसंसारभयनाशनः ॥ ६७ ॥**

એ કાલાત્મા, સર્વભૂતાત્મા, વેદાત્મા, વિશ્વતોમુખ અને જન્મ, મૃત્યુ, જરા, વ્યાધિ તથા સંસારના ભયનો નાશ કરનાર છે. ૬૭.

**दारिद्र्यव्यसनध्वंसी श्रीमान्देवो दिवाकरः ।**
**विवर्तनो विवस्वांश्च मार्तंडो भास्करो रविः ॥ ६८ ॥**

એ દારિદ્ર્ય તથા દુઃખનો નાશ કરનાર શ્રીમાન્ દિવાકર દેવ છે. વિવર્તન, વિવસ્વાન્, માર્તંડ, ભાસ્કર તથા રવિ એ છે. ૬૮.

**लोकप्रकाशकः श्रीमाँल्लोकचक्षुर्ग्रहेश्वरः ।**
**लोकसाक्षी त्रिलोकेशः कर्ता हर्ता तमिस्रहा ॥ ६९ ॥**

એ લોકપ્રકાશક છે, શ્રીમાન્ છે, લોકચક્ષુ છે, ગ્રહેશ્વર છે, લોકસાક્ષી, ત્રિલોકેશ, કર્તા, હર્તા તથા તમિસ્ર (અંધકાર)નો નાશ કરનાર છે. ૬૯.

**तपनस्तापनश्चैव शुचिः सप्ताश्ववाहनः ।**
**गभस्तिहस्तो ब्रह्मण्यः सर्वदेवनमस्कृतः ॥ ७० ॥**

એ તપન, તાપન, શુચિ, સપ્તાશ્વવાહન, ગભસ્તિહસ્ત, બ્રહ્મણ્ય તથા સર્વ દેવોથી નમસ્કાર કરાતા દેવ છે. ૭૦.

**आयुरारोग्यमैश्वर्यं नरा नार्यश्च मंदिरे।**
**यस्य प्रसादात्संतुष्टिरादित्यहृदयं जपेत् ॥ ७१ ॥**

જેના પ્રસાદથી નરો તથા નારીઓ આયુ, આરોગ્ય, ઐશ્વર્ય તથા સંતુષ્ટિને પામ્યાં તે **આદિત્યહૃદય** જપવું. ૭૧.

**इत्येतैर्नामभिः पार्थ आदित्यं स्तौति नित्यशः ।**
**प्रातरुत्थाय कौंतेय तस्य रोगभयं नहि ॥ ७२ ॥**

એ પ્રમાણે એટલાં નામોથી હે પાર્થ, પ્રાતઃકાલે ઉઠીને આદિત્યનું (જે) દરરોજ સ્તવન કરે છે તેને હે કૌંતેય, રોગનો ભય થતો નથી. ૭૨.

**पातकान्मुच्यते पार्थ व्याधिभ्यश्च न संशयः ।**
**एकसंध्यं द्विसंध्यं वा सर्वपापैः प्रमुच्यते ॥ ७३ ॥**

હે પાર્થ, તે પાપમાંથી તથા વ્યાધિમાંથી છૂટે છે એમાં સંશય નથી. એક સંધ્યામાં અથવા બે સંધ્યામાં સ્તુતિ કરે તો પણ સઘળાં પાપોમાંથી છૂટે છે. ૭૩.

**त्रिसंध्यं जपमानस्तु पश्येच्च परमं पदम् ।**
**यदह्ना कुरुते पापं तदह्ना प्रतिमुच्यते ॥ ७४ ॥**

ત્રણે સંધ્યામાં જપ કરનારો તો પરમપદ (મોક્ષ)ને જુએ છે અને જે દિવસથી પાપ કરે છે તે દિવસથી છૂટી જાય છે. ૭૪.

**यद्रात्र्या कुरुते पापं तद्रात्र्यात् प्रतिमुच्यते ।**
**दद्रुस्फोटककुष्ठानि मंडलानि विषूचिका ॥ ७५ ॥**

રાત્રિમાં પાપ કરે છે તે રાત્રિમાં નાશ પામે છે, અને (તેને) દાદર, વિસ્ફોટક, કોઢ, મંડલ (કરોડીયા), ઝાડો (સંગ્રહણી); ૭૫.

**सर्वव्याधिमहारोगभूतबाधास्तथैव च ।**
**डाकिनी शाकिनी चैव महारोगभयं कुतः ॥ ७६ ॥**

સર્વે વ્યાધિઓ, મહારોગો તથા ભૂતની બાધાઓ, ડાકિની, શાકિની, તથા મહારોગનો ભય ક્યાંયથી પણ લાગુ પડતો નથી. ૭૬.

**ये चान्ये दुष्टरोगाश्च ज्वरातीसारकादयः ।**
**जपमानस्य नश्यंति जीवेच्च शरदां शतम् ॥ ७७ ॥**

જે બીજા જ્વર તથા અતીસાર સરખા દુષ્ટરોગો છે તેઓ **આદિત્યહૃદય**નો જપ કરનારા માણસના નાશ પામે છે અને તે સો શરદ્ઋતુ સુધી જીવે છે. ૭૭.

**संवत्सरेण मरणं यदा तस्य ध्रुवं भवेत् ।**
**अशीर्षां पश्यति च्छायामहोरात्रं धनंजय ॥ ७८ ॥**

હે ધનંજય, જે માણસ પડછાયામાં રાત્રિએ કે દિવસે પોતાના મસ્તકને જોઇ શકતો નથી તેનું અવશ્ય એક વર્ષમાં મરણ થાય છે. ૭૮.

**यस्त्विदं पठते भक्त्या भानोर्वारे महात्मनः ।**
**प्रातःस्नाने कृते पार्थ एकाग्रकृतमानसः ॥ ७९ ॥**
**सुवर्णचक्षुर्भवति न चांधस्तु प्रजायते ।**
**पुत्रवान् धनसंपन्नो जायते चारुजः सुखी ॥ ८० ॥**

હે પાર્થ, જે માણસ રવિવારે એકચિત્ત થઈ પ્રાતઃસ્નાન કરી આનો ભક્તિથી પાઠ કરે છે, તે સોના સરખાં નેત્રવાળો થાય છે, અંધ થતો નથી અને પુત્રવાન્, ધનસંપન્ન, નિરોગી તથા સુખી થાય છે. ૭૯–૮૦.

**सर्वसिद्धिमवाप्नोति सर्वत्र विजयी भवेत् ।**
**आदित्यहृदयं पुण्यं सूर्यनामविभूषितम् ॥ ८१ ॥**
**श्रुत्वा च निखिलं पार्थ सर्वपापैः प्रमुच्यते ।**
**अतः परतरं नास्ति सिद्धिकामस्य पांडव ॥ ८२ ॥**

તે સર્વ સિદ્ધિને પામે છે અને સઘળી જગ્યાએ વિજયી થાય છે. સર્વ નામોથી શોભનારાં પવિત્ર **આદિત્યહૃદયને** પૂરું સાંભળીને હે પાર્થ, સઘળાં પાપોમાંથી છૂટાય છે. હે પાંડવ, સિદ્ધિ ચાહનારાને આથી બીજું શ્રેષ્ઠ નથી. ૮૧–૮૨.

**एतज्जपस्व कौंतेय येन श्रेयो ह्यवाप्स्यसि ।**
**आदित्यहृदयं नित्यं यः पठेत्सुसमाहितः ॥ ८३ ॥**
**भ्रूणहा मुच्यते पापात्कृतघ्नो ब्रह्मघातकः ।**
**गोघ्नः सुरापो दुर्भोजी दुष्प्रतिग्रहकारकः ॥ ८४ ॥**

હે કૌંતેય ! તું આનો જપ કર કે જેથી કલ્યાણને પામીશ. જે મનુષ્ય નિરંતર સાવધાન થઈ આ આદિત્યહૃદયનો પાઠ કરે છે તે ગર્ભહત્યા કરનારો, કૃતઘ્ન, બ્રહ્મઘાતક, ગાય મારનારો, સુરા પીનારો, ખરાબ ભોજન કરનારો તથા ખરાબ દાન લેનારો હોય તો પણ પાપમાંથી છૂટે છે.૮૩–૮૪.

**पातकानि च सर्वाणि दहत्येव न संशयः ।**
**य इदं श्रृणुयान्नित्यं जपेद्वापि समाहितः ॥ ८५ ॥**
**सर्वपापविशुद्धात्मा सूर्यलोके महीयते ।**
**अपुत्रो लभते पुत्रान्निर्धनो धनमाप्नुयात् ॥ ८६ ॥**

આ સઘળાં પાપોને બાળે છે જ, એમાં સંશય નથી. જે આને રોજ સાંભળે અથવા સાવધાન થઈ જપે તે સર્વ પાપોથી શુદ્ધ થયેલ આત્માવાળો થઇ સૂર્યલોકમાં પૂજાય છે, અપુત્ર પુત્રોને મેળવે છે અને નિર્ધન ધનને પ્રાપ્ત કરે છે. ૮૫–૮૬.

**कुरोगी मुच्यते रोगाद्भक्त्या यः पठते सदा ।**
**यस्त्वादित्यदिने पार्थ नाभिमात्रजले स्थितः ॥ ८७ ॥**

ભક્તિથી જે સદા આનો પાઠ કરે તે કુરોગી હોય તો રોગથી છૂટે છે. હે પાર્થ, જે માણસ રવિવારે નાભિ જેટલા ઊંડા જળમાં ઉભો રહી, ૮૭.

**उदयाचलमारूढं भास्करं प्रणतः स्थितः ।**
**जपते मानवो भक्त्या शृणुयाद्वापि भक्तितः ॥ ८८ ॥**

ઉદયાચલપર ચડેલા ભાસ્કરને નમસ્કાર કરી, ઉભાં ઉભાં ભક્તિથી આનો જપ કરે છે અથવા ભક્તિથી સાંભળે છે, ૮૮.

**स याति परमं स्थानं यत्र देवो दिवाकरः ।**
**अमित्रदमनं पार्थ यदा कर्तुं समारभेत् ॥ ८९ ॥**

તે માણસ (તે) પરમ સ્થાનને પામે છે કે, જ્યાં દિવાકર (સૂર્ય) દેવ રહે છે. હે પાર્થ ! શત્રુનો સંહાર કરવાનો જો માણસ આરંભ કરે, ૮૯.

**तदा प्रतिकृतिं कृत्वा शत्रोश्चरणपांसुभिः ।**
**आक्रम्य वामपादेन आदित्यहृदयं जपेत् ॥ ९० ॥**

તો તેણે શત્રુની માટીની મૂર્તિ બનાવી, ચરણની ધૂળવડે ડાબા પગથી મૂર્તિને દબાવી, **આદિત્યહૃદય**નો જપ કરવો. ૯૦.

**एतन्मंत्रं समाहूय सर्वसिद्धिकरं परम् ।**
**ॐ ह्रीं हिमालीढं स्वाहा । ॐ ह्रीं निलीढं स्वाहा ।**
**ॐ ह्रीं मालीढं स्वाहा । इति मंत्रः ।**

**त्रिभिश्च रोगी भवति ज्वरी भवति पंचभिः ।**
**जपैस्तु सप्तभिः पार्थ राक्षसीं तनुमाविशेत् ॥ ९१ ॥**

આ મંત્ર બોલીને સર્વ પરમસિદ્ધિ થાય છે. "ॐ ह्रींहिमालीढं स्वाहा। ॐ ह्रींनिलीढं स्वाहा। ॐ ह्रींमालीढं स्वाहा।" એ મંત્ર છે. ત્રણ વખત ભણ્યાથી શત્રુ રોગી થાય છે, પાંચ વખત ભણવાથી તેને તાવ આવે છે અને સાત વખત જપ કરવાથી હે પાર્થ, શત્રુ રાક્ષસયોનિમાં પ્રવેશ કરે છે. ૯૧

**राक्षसेनाभिभूतस्य विकारान् शृणु पांडव ।**
**गीयते नृत्यते नग्न आस्फोटयति धावति ॥ ९२ ॥**

હે પાંડવ, રાક્ષસથી પરાભૂત થએલા માણસના વિકારોને તું સાંભળ. તે ગાય છે, નાચ છે, નાગો થઈને શરીરમાં હાથ માર્યા કરે છે, દોડે છે, ૯૨

**शिवारुतं च कुरुते हसते क्रंदते पुनः ।**
**एवं संपीड्यते पार्थ यद्यपि स्यान्महेश्वरः ॥ ९३ ॥**

શિઆળીઆના સમાન શબ્દો કરે છે, હસે છે અને ફરી બરાડા પાડે છે. એવી રીતે હે પાર્થ, જો મહેશ્વર હોય તો પણ પીડાય છે, ૯૩.

**किं पुनर्मानुषः कश्चिच्छौचाचारविवर्जितः ।**
**पीडितस्य न संदेहो ज्वरो भवति दारुणः ॥ ९४ ॥**

તો પછી મનુષ્યની શી વાત કરવી કે, જે બિચારો પવિત્ર આચારથી રહિત હોય છે? જે 'પીડાય છે' તેને દારુણ જવર થાય છે એમાં સંદેહ નથી.૯૪

**यदा चानुग्रहं तस्य कर्तुमिच्छेच्छुभंकरम् ।**
**तदा सलिलमादाय जपेन्मंत्रमिमं बुधः ॥९५ ॥**

જ્યારે તેનાપર દયા કરવાની ઇચ્છા થાય ત્યારે શુભ કરનારું જલ લઈ વિદ્વાને આ મંત્રને બોલવો: ૯૫.

**नमो भगवते तुभ्यमादित्याय नमो नमः ।**
**जयाय जयभद्राय हरिदश्वाय ते नमः ॥ ९६ ॥**

"नमो भगवते तुभ्यमादित्याय नमो नमः। जयाय जयभद्राय हरिदश्वाय ते नमः" "ભગવાન્ આદિત્ય એવા તમને નમસ્કાર, નમસ્કાર છે. જય, જયભદ્ર તથા હરિદશ્વ એવા તમને નમસ્કાર છે." ૯૬

**स्नापयेत्तेन मंत्रेण शुभं भवति नान्यथा।**
**अन्यथा च भवेद्दोषो नश्यते नात्र संशयः ॥ ९७ ॥**

તે મંત્રથી શત્રુની મૂર્તિને નવડાવવી તો શત્રુનું શુભ થાય છે, નહિતર થતું નથી. નહિ તો દોષ થાય છે અને તે નાશ પામે છે એમાં સંશય નથી. ૯૭

**अतस्ते निखिलः प्रोक्तः पूजां चैव निबोध मे।**
**उपलिप्ते शुचौ देशे नियतो वाग्यतः शुचिः ॥ ९८ ॥**

એટલા માટે પૂરો **વિધિ** મેં તને કહ્યો. હવે મારી પાસેથી તું **પૂજા** સાંભળ. લીપેલા પવિત્ર દેશમાં નિયમમાં રહી, મૌન રાખી, પવિત્ર થઈ, ૯૮

**वृत्तं वा चतुरस्रं वा लिप्तभूमौ लिखेच्छुचिः।**
**त्रिधा तत्र लिखेत्पद्ममष्टपत्रं सकर्णिकम् ॥ ९९ ॥**

ગોળ અથવા ચતુષ્કોણ આઠદલવાળું કર્ણીઓ સહિત કમલ લીપેલી ભૂમિમાં ત્રણ પ્રકારે લખવું. ૯૯

**अष्टपत्रं लिखेत्पद्मं लिप्तगोमयमंडले।**
**पूर्वपत्रे लिखेत्सूर्यमाग्नेय्यां तु रविं न्यसेत ॥ १०० ॥**

છાણથી લીપેલા મંડલમાં આઠ પાંદડાંવાળું કમળ આલેખવું, તેમાં પૂર્વદિશાના પત્રમાં સૂર્યને લખવા, અગ્નિકોણના પત્રમાં રવિને લખવા. ૧૦૦.

**याम्यायां च विवस्वंतं नैर्ऋत्यां तु भगं न्यसेत्।**
**प्रतीच्यां वरुणं विद्याद्वायव्यां मित्रमेव च ॥ १ ॥**

દક્ષિણ દિશામાં વિવસ્વાન્‌ને અને નૈર્ઋત્યમાં ભગને રાખવા; પશ્ચિમમાં રુણને અને વાયવ્યમાં મિત્રને લખવા. ૧૦૧

आदित्यमुत्तरे पत्रे ईशान्यां विष्णुमेव च।
मध्ये तु भास्करं विद्यात्क्रमेणैवं समर्चयेत् ॥ २ ॥

ઉત્તર પત્રમાં આદિત્યને, ઈશાનમાં વિષ્ણુને તથા મધ્યમાં ભાસ્કરને લખવા, એ પ્રમાણે ક્રમથી પૂજા કરવી. ૧૦૨

अतः परतरं नास्ति सिद्धिकामस्य पांडव।
महातेजःसमुद्यंतं प्रणमेत्स कृतांजलिः ॥ ३ ॥

હે પાંડવ, સિદ્ધિ ચાહનારને આથી બીજું શ્રેષ્ઠ નથી. તેણે મહાતેજથી ઉગતા સૂર્યને હાથ જોડી પ્રણામ કરવા. ૧૦૩

सकेसराणि पद्मानि करवीराणि चार्जुन।
तिलतंडुलयुक्तानि कुशगंधोदकेन च ॥ ४ ॥
रक्तचंदनमिश्राणि कृत्वा वै ताम्रभाजने।
धृत्वा शिरसि तत्पात्रं जानुभ्यां धरणिं स्पृशेत् ॥ ५ ॥

હે અર્જુન, કેસરો સહિત કમલ અને કરેણ, તલ, તંદુલ, દર્ભ, ગંધ, જલ એ બધાંને તાંબાના પાત્રમાં રક્તચંદનથી મિશ્ર કરી, તે પાત્રને મસ્તકપર ધારણ કરી, બે ગોઠણથી પૃથ્વીનો સ્પર્શ કરવો. ૪–૫

मंत्रपूतं गुडाकेश चार्घ्यं दद्याद्गभस्तये।
सायुधं सरथं चैव सूर्यमावाहयाम्यहम् ॥ ६ ॥

હે ગુડાકેશ, મંત્રથી પવિત્ર થયેલો અર્ઘ્ય સૂર્યને આપવો. "આયુધ તથા રથસહિત સૂર્યને હું બોલાવું છું," ૬.

स्वागतो भव। सुप्रतिष्ठितो भव। सन्निधो भव।
सन्निहितो भव। संमुखो भव॥ इति पंचमुद्राः॥
स्फुटयित्वार्हयेत्सूर्यं भुक्तिं मुक्तिं लभेन्नरः ॥ ७ ॥

એમ કહી, "स्वागतो भव" માનપુરઃસર આવેલા થાઓ, 'सुप्रतिष्ठितो भव' સારી પ્રતિષ્ઠા પામેલા થાઓ, "सन्निधो भव" અમારી પાસે રહેનારા થાઓ, "सन्निहितो भव" સમીપમાં બેઠેલા થાઓ, "सम्मुखो भव' સાથે રહો, એ પ્રમાણે પાંચ મુદ્રાઓને બતાવી, સૂર્યને પૂજવા, તેથી નર ભુક્તિ તથા મુક્તિને પામે છે. ૭

**ॐ श्रीं विद्यां किलिकिलिकटकेष्टसर्वार्थसाधनाय स्वाहा।**
**ॐ श्रीं ह्रीं हः हंसः सूर्याय नमः स्वाहा।**
**ॐ श्रीं ह्रां ह्रीं ह्रूं ह्रैं ह्रौं ह्रः सूर्यमूर्तये स्वाहा।**
**ॐ श्रीं ह्रीं खं खः लोकाय सर्वमूर्तये स्वाहा।**
**ॐ ह्रूं मार्तंडाय स्वाहा।**
**नमोऽस्तु सूर्याय सहस्रभानवे नमोऽस्तु वैश्वानरजातवेदसे**
**त्वमेव चार्घ्यं प्रतिगृह्ण देव देवाधिदेवाय नमो नमस्ते ॥८॥**

ॐ श्रीविद्यां किलिकिलिकटकेष्टसर्वार्थसाधनाय स्वाहा। ॐ श्रीह्रींहः हंसः सूर्याय नमः स्वाहा। ॐ श्रीं ह्रांह्रींह्रूंह्रैंह्रौंह्रः सूर्यमूर्तये स्वाहा। ॐश्रींह्रींखंखः लोकाय सर्वमूर्तये स्वाहा। ॐ ह्रूंमार्तण्डाय स्वाहा। એ પાંચ મંત્રોથી સૂર્યપૂજા કરવી.

હજાર કિરણવાળા સૂર્યને નમસ્કાર છે. વૈશ્વાનર જાતવેદાને નમસ્કાર છે. હે દેવ, તમે જ અર્ઘ્યને ગ્રહણ કરો. દેવના અધિદેવ તમને નમસ્કાર છે, નમસ્કાર છે. ૮.

**नमो भगवते तुभ्यं नमस्ते जातवेदसे।**
**दत्तमर्घ्यं मया भानो त्वं गृहाण नमोऽस्तु ते ॥ ९ ॥**

ભગવાન્, તમને નમસ્કાર છે. જાતવેદ, તમને નમસ્કાર છે. હે ભાનો, મેં આપેલા અર્ઘ્યને તમે ગ્રહણ કરો. તમને નમસ્કાર છે. ૯

**एहि सूर्य सहस्रांशो तेजोराशे जगत्पते।**
**अनुकंपय मां देव गृहाणार्घ्यं नमोस्तु ते ॥ ११० ॥**

હે સૂર્ય, હે સહસ્રાંશો, હે તેજોરાશે તથા હે જગત્પતે, આવો, મારા પર દયા કરો અને હે દેવ, અર્ઘ્ય ગ્રહણ કરો, તમને નમસ્કાર છે. ૧૦.

**नमो भगवते तुभ्यं नमस्ते जातवेदसे ।**

**ममेदमर्घ्यं गृह्ण त्वं देवदेव नमोस्तु ते ॥ ११ ॥**

ભગવાન્, તમને નમસ્કાર છે. જાતવેદ, તમને નમસ્કાર છે. મારા આ અર્ઘ્યને તમે ગ્રહણ કરો. હે દેવના દેવ, તમને નમસ્કાર છે. ૧૧.

**सर्वदेवाधिदेवाय आधिव्याधिविनाशिने ।**

**इदं गृहाण मे देव सर्वव्याधिर्विनश्यतु ॥ १२ ॥**

સર્વ દેવોના અધિદેવ, આધિ તથા વ્યાધિને મટાડનાર દેવને નમસ્કાર છે. હે દેવ, મારા અર્ઘ્યને ગ્રહણ કરો અને મારા સર્વ વ્યાધિ નાશ પામો. ૧૨.

**नमः सूर्याय शांताय सर्वरोगविनाशिने ।**

**ममेप्सितं फलं दत्वा प्रसीद परमेश्वर ॥ १३ ॥**

શાંત, સર્વ રોગને મટાડનાર સૂર્યને નમસ્કાર છે. મને ઇચ્છેલું ફલ આપી, હે પરમેશ્વર, પ્રસન્ન થાઓ. ૧૩.

**ॐनमो भगवते सूर्याय स्वाहा । ॐशिवाय स्वाहा ।**

**ॐसर्वात्मने सूर्याय नमः स्वाहा ।**

**ॐअक्षय्यतेजसे नमः स्वाहा ।**

**सर्वसंकटदारिद्र्यं शत्रुं नाशय नाशय ।**

**सर्वलोकेषु विश्वात्मा सर्वात्मा सर्वदर्शकः ॥ १४ ॥**

ॐ नमो भगवते सूर्याय स्वाहा। ॐ शिवाय स्वाहा। ॐ सर्वात्मने सूर्याय नमः स्वाहा। ॐ अक्षय्यतेजसे नमः स्वाहा॥ એ ચાર મંત્રો બોલવાના જ છે. સર્વ સંકષ્ટ, દારિદ્ર્ય તથા શત્રુનો નાશ કરો, નાશ કરો. કારણ, તમે સર્વ લોકોમાં વિશ્વાત્મા, સર્વાત્મા તથા સર્વદર્શક છો. ૧૪.

नमो भगवते सूर्य कुष्ठरोगान् विखंडय ।
आयुरारोग्यमैश्वर्यं देहि देव नमोस्तु ते ॥ १५ ॥

આપ ભગવાનને નમસ્કાર છે. હે સૂર્ય, કુષ્ઠરોગને કાપી નાખો. હે દેવ! આયુ, આરોગ્ય તથા ઐશ્વર્યને આપો. તમને નમસ્કાર છે. ૧૫.

नमो भगवते तुभ्यमादित्याय नमो नमः ।
ॐअक्षय्यतेजसे नमः । सूर्याय नमः ।
ॐविश्वमूर्तये नमः ।
आदित्यं च शिवं विद्याच्छिवमादित्यरूपिणम् ।
उभयोरंतरं नास्ति आदित्यस्य शिवस्य च ॥ १६ ॥

ભગવાન્ આદિત્ય એવા તમને નમસ્કાર છે, નમસ્કાર છે, નમસ્કાર છે. "ॐअक्षय्यतेजसे नमः। ॐ सूर्याय नमः । ॐ विश्वमूर्तये नमः" એ ત્રણ મંત્રો બોલી આદિત્યને શિવ જાણવા અને શિવને આદિત્ય જાણવા. આદિત્ય અને શિવ એ બન્નેમાં અંતર નથી. ૧૬.

एतदिच्छाम्यहं श्रोतुं पुरुषो वै दिवाकरः ।
उदये ब्रह्मणो रूपं मध्याह्ने तु महेश्वरः ॥ १७ ॥

હું એ સાભળવા ઇચ્છું છું કે, પુરુષ ખરેખર દિવાકર છે. એ ઉગતી વખતે બ્રહ્માના રૂપે અને મધ્યાહ્નમાં મહેશ્વર છે. ૧૭.

अस्तमाने स्वयं विष्णुस्त्रिमूर्तिश्च दिवाकरः ।
नमो भगवते तुभ्यं विष्णवे प्रभविष्णवे ॥ १८ ॥

અસ્ત વખતે સ્વયં વિષ્ણુ છે. એ પ્રમાણે ત્રણ મૂર્તિવાળા દિવાકર એવા ભગવાન્ પ્રભવિષ્ણુ તથા વિષ્ણુરૂપ તમને નમસ્કાર છે. ૧૮.

ममेदमर्घ्यं प्रतिगृह्ण देव देवाधिदेवाय नमो नमस्ते ।
श्रीसूर्याय सांगाय सपरिवाराय श्रीसूर्यनारायणायेदमर्घ्यम् १९

હે દેવ, મારા અર્ધ્યને ગ્રહણ કરો. દેવાદિદેવ તમને નમસ્કાર છે, નમસ્કાર છે. "श्री सूर्याय सांगाय सपरिवाराय श्रीसूर्यनारायणायेदमर्घ्यम्" એમ બોલી, સૂર્યને અર્ધ્ય આપવો. ૧૯.

**हिमघ्नाय तमोघ्नाय रक्षोघ्नाय च ते नमः ।**

**कृतघ्नघ्नाय सत्याय तस्मै सूर्यात्मने नमः ॥ १२० ॥**

ઠંડીને, અંધકારને તથા રાક્ષસને મારનારા તમને નમસ્કાર છે. કૃતઘ્નને હણનાર, સત્યરૂપ તે સૂર્યાત્માને નમસ્કાર છે. ૧૨૦.

**जयाजयश्च विजयो जितप्राणो जितश्रमः ।**

**मनोजवो जितक्रोधो वाजिनः सप्त कीर्तिताः ॥ २१ ॥**

જય, અજય, વિજય, જિતપ્રાણ, જિતશ્રમ, મનોજ તથા જિતક્રોધ, સૂર્યનારાયણના આ સાત ઘોડાઓ કહેલા છે. ૨૧.

**हरितहयरथं दिवाकरं कनकमयांबुजरेणुपिंजरम् ।**

**प्रतिदिनमुदये नवं नवं शरणमुपैमि हिरण्यरेतसम् ॥२२॥**

લીલા ઘોડા યુક્ત રથવાળા, સોનાના કમલની રજસરખા પિંજરવર્ણવાળા, દરરોજ ઉગતાં નવા નવા જણાતા તથા હિરણ્યરેતા એવા દિવાકરને હું શરણે જાઉં છું. ૨૨.

**न तं व्यालाः प्रबाधंते न व्याधिभ्यो भयं भवेत् ।**

**न नागेभ्यो भयं चैव न च भूतभयं क्वचित् ॥ २३ ॥**

તેને વ્યાઘ્રો બાધતા નથી, વ્યાધિઓથી ભય થતો નથી, સર્પોથી ભય થતો નથી તેમ કોઈ દિવસ ભૂતનો પણ ભય થતો નથી. ૨૩.

**अग्निशत्रुभयं नास्ति पार्थिवेभ्यस्तथैव च ।**

**दुर्गतिं तरते घोरां प्रजां च लभते पशून् ॥ २४ ॥**

અગ્નિ તથા શત્રુનો ભય થતો નથી તથા રાજાઓથી ભય થતો નથી. ભયંકર દુર્દશાને તરે છે, પ્રજાને મેળવે છે તથા પશુઓને મેળવે છે. ૨૪.

सिद्धिकामो लभेत्सिद्धिं कन्याकामस्तु कन्यकाम् ।
एतत्पठेत्स कौंतेय भक्तियुक्तेन चेतसा ॥ २५ ॥
अश्वमेधसहस्रस्य वाजपेयशतस्य च ।
कन्याकोटिसहस्रस्य दत्तस्य फलमाप्नुयात् ॥ २६ ॥

સિદ્ધિની કામનાવાળો સિદ્ધિને તથા કન્યાની કામનાવાળો કન્યાને મેળવે છે. હે કૌંતેય, ભક્તિયુક્ત ચિત્તથી આને જે ભણે તે હજારો અશ્વમેધનું, સેંકડો વાજપેયનું તથા કરોડો હજાર કન્યાદાનનું ફલ પામે છે. ૨૫-૨૬.

इदमादित्यहृदयं योऽधीते सततं नरः ।
सर्वपापविशुद्धात्मा सूर्यलोके महीयते ॥ २७ ॥

આ આદિત્યહૃદયને જે માણસ નિત્ય ભણે, તે સર્વ પાપોથી શુદ્ધ થએલ આત્મવાળો થઈ સૂર્યલોકમાં પૂજાય છે. ૨૭.

नास्त्यादित्यसमो देवो नास्त्यादित्यसमा गतिः ।
प्रत्यक्षो भगवान् विष्णुर्येन विश्वं प्रतिष्ठितम् ॥ २८ ॥

આદિત્યના સમાન દેવ નથી, આદિત્યની સમાન ગતિ નથી. તે પ્રત્યક્ષ વિષ્ણુ ભગવાન્ છે કે જેથી વિશ્વ ટકી રહેલું છે. ૨૮.

नवतिर्योजनं लक्षं सहस्राणि शतानि च ।
यावद्घटीप्रमाणेन तावच्चरति भास्करः ॥ २९ ॥
गवां शतसहस्रस्य सम्यग् दत्तस्य यत्फलम् ।
तत्फलं लभते विद्वान् शांतात्मा स्तौति यो रविम् ॥ ३० ॥

એક ઘડીમાં નવ હજાર લાખ અને એકસો યોજન ભાસ્કર ચાલે છે. સો હજાર ગાયોને સારી રીતે આપવાનું જે ફલ છે તે ફલ જે શાંતાત્મા વિદ્વાન્ રવિની સ્તુતિ કરે છે તેને મળે છે. ૨૯-૩૦.

योऽधीते सूर्यहृदयं सफलं सकलं लभेत् ।
अष्टानां ब्राह्मणानां च लेखयित्वा समर्पयेत् ॥ ३१ ॥
ब्रह्मलोके ऋषीणां च जायते मानुषोपि वा ।
जातिस्मरत्वमाप्नोति शुद्धात्मा नात्र संशयः ॥ ३२ ॥

સૂર્યહૃદયને જે ભણે છે તેનું સઘળું સફલ થાય છે. લખીને આઠ બ્રાહ્મણોને આપે છે, તે મનુષ્ય હોય તોપણ બ્રહ્મલોક તથા સપ્તર્ષિઓના ધામમાં જાય છે. તેને જાતિસ્મરણ થાય છે અને તે શુદ્ધાત્મા થાય છે એમાં સંશય નથી. ૩૧–૩૨.

अजाय लोकत्रयपावनाय भूतात्मने गोपतये वृषाय ।
सूर्याय सर्वप्रलयान्तकाय नमो महाकारुणिकोत्तमाय॥३३॥

અજ, ત્રણ લોકને પાવન કરનાર, ભૂતાત્મા, ગોપતિ, વૃષ, સર્વ પ્રલયના અંતક, મહાકારુણિક તથા ઉત્તમ સૂર્યને નમસ્કાર છે. ૩૩.

विवस्वते ज्ञानभृदंतरात्मने जगत्प्रदीपाय जगद्धितैषिणे ॥
स्वयंभुवे दीप्तसहस्रचक्षुषे सुरोत्तमायामिततेजसे नमः ॥ ३४ ॥

વિવસ્વાન્, જ્ઞાનભૃદ્, અન્તરાત્મા, જગત્પ્રદીપ, જગત્‌ના હિતૈષી, સ્વયંભૂ, દેદીપ્યમાન હજારો ચક્ષુવાળા, સુરોત્તમ તથા અમિત તેજવાળા સૂર્યને નમસ્કાર છે. ૩૪.

सुरैरनेकैः परिसेविताय हिरण्यगर्भाय हिरण्मयाय ॥
महात्मने मोक्षप्रदाय नित्यं नमोऽस्तु ते वासरकारणाय ॥ ३५ ॥

અનેક દેવોથી સેવાએલા, હિરણ્યગર્ભ, હિરણ્યમય, મહાત્મા, મોક્ષપ્રદ તથા દિવસના કારણરૂપ સૂર્યને નિત્ય નમસ્કાર છે. ૩૫.

आदित्यश्चार्चितो देव आदित्यः परमं पदम् ॥
आदित्यो मातृकाभूत आदित्यो वाङ्मयो जगत् ॥ ३६ ॥

આદિત્ય દેવ પૂજવા. કારણ કે, આદિત્ય પરમપદ છે. વળી આદિત્ય માતૃક (બારાક્ષરી) થઇને આદિત્ય શબ્દમય જગત્ થયા છે. ૩૬.

**आदित्यं पश्यते भक्त्या मां पश्यति ध्रुवं नरः ॥**
**नादित्यं पश्यते भक्त्या न स पश्यति मां नरः ॥ ३७ ॥**

જે આદિત્યને ભક્તિથી જુવે છે તે નર અવશ્ય મને જુવે છે. જે આદિત્યને ભક્તિથી જોતો નથી તે નર મને જોતો નથી ૩૭.

**त्रिगुणं च त्रितत्त्वं च त्रयो देवास्त्रयोऽग्नयः ॥**
**त्रयाणां च त्रिमूर्तिस्त्वं तुरीयस्त्वं नमोस्तु ते ॥ ३८ ॥**

ત્રણ ગુણો, ત્રણ તત્ત્વો, ત્રણ દેવો તથા ત્રણ અગ્નિઓ એ ત્રણેની ત્રણ મૂર્તિરૂપે તમે છો, અને તમો ચોથા છો એવા તમને નમસ્કાર છે ૩૮.

**नमः सवित्रे जगदेकचक्षुषे जगत्प्रसूतिस्थितिनाशहेतवे ॥**
**त्रयीमयाय त्रिगुणात्मधारिणे विरिंचिनारायणशंकरात्मने ॥३९॥**

સવિતા જગત્ના એકચક્ષુ, જગત્ની ઉત્પત્તિ, સ્થિતિ તથા નાશના હેતુરૂપ, ત્રયીમય અને ત્રિગુણવાળા આત્માને ધારનાર વિરિંચિ, નારાયણ તથા શંકરરૂપ સવિતાને નમસ્કાર છે ૩૯.

**यस्योदयेनेह जगत्प्रबुद्ध्यते प्रवर्तते चाखिलकर्मसिद्धये ॥**
**ब्रह्मेंद्रनारायणरुद्रवंदितः स नः सदा यच्छतु मंगलं रविः॥१४०॥**

જેના ઉદયથી આ લોકમાં જગત્ જાગે છે અને સમગ્ર કર્મની સિદ્ધિ માટે પ્રવર્તે છે. બ્રહ્મા, નારાયણ તથા રુદ્રથી નમસ્કાર કરાએલા તે રવિ અમને સદા મંગલ આપો. ૧૪૦.

**नमोऽस्तु सूर्याय सहस्ररश्मये सहस्रशाखान्वितसंभवात्मने ॥**
**सहस्रयोगोद्भवभावभागिने सहस्रसंख्यायुगधारिणे नमः ॥ ४१ ॥**

હજારો કિરણવાળા, હજારો શાખાયુક્ત થએલ આત્માવાળા, હજાર યોગોથી થએલા ભાવને ભજનારા તથા હજારો સંખ્યાવાળા યુગને ધરનારા સૂર્યને નમસ્કાર છે, નમસ્કાર છે. ૧૪૧.

**यन्मंडलं दीप्तिकरं विशालं रत्नप्रभं तीव्रमनादिरूपम् ॥**
**दारिद्र्यदुःखक्षयकारणं च पुनातु मां तत्सवितुर्वरेण्यम् ॥ ४२ ॥**

જેનું મંડલ પ્રકાશ કરનારું, વિશાલ, રત્ન સરખી પ્રભા વાળું, તીવ્ર, અનાદિ રૂપવાળું દારિદ્રય તથા દુઃખનો નાશ કરનારું છે તે સવિતાનું ઉત્તમ મંડલ મને પવિત્ર કરો. ૧૪૨.

**यन्मंडलं देवगणैः सुपूजितं विप्रैः स्तुतं भावनमुक्तिकोविदम् ॥**
**तदेव रूपं प्रणमामि सूर्यं पुनातु मां तत्सवितुर्वरेण्यम् ॥ ४३ ॥**

જેનું મંડલ દેવગણોથી પૂજાએલું, બ્રાહ્મણોથી સ્તુતિ કરાએલું તથા ભાવમુક્તિને આપનારું છે, તે દેવના દેવ સૂર્યને હું પ્રણામ કરું છું; સવિતાનું તે ઉત્તમ મંડલ મને પવિત્ર કરો. ૧૪૩.

**यन्मंडलं ज्ञानमयं त्वगम्यं त्रैलोक्यपूज्यं त्रिगुणात्मरूपम् ॥**
**समस्ततेजोमयदिव्यरूपं पुनातु मां तत्सवितुर्वरेण्यम् ॥ ॥ ४४ ॥**

જેનું મંડલ જ્ઞાનમય, અગમ્ય, ત્રૈલોકયમાં પૂજ્ય, ત્રિગુણના આત્મારૂપ તથા સઘળાં તેજોમય દિવ્ય રૂપવાળું છે, તે સવિતાનું મંડળ મને પવિત્ર કરો. ૧૪૪.

**यन्मंडलं गूढमतिप्रबोधं धर्मस्य वृद्धिं कुरुते जनानाम् ॥**
**तत्सर्वपापक्षयकारणं च पुनातु० ॥ ४५ ॥**

જેનું મંડલ ગૂઢ, અતિ પ્રબોધવાળું, માણસોના ધર્મની વૃદ્ધિ કરનારું તથા સર્વ પાપના ક્ષયનું કારણ છે, તે સવિતાનું ઉત્તમ મંડલ મને પવિત્ર કરો. ૧૪૫.

यन्मंडलं व्याधिविनाशदक्षं यद्दृग्यजुःसामसु संप्रगीतम् ॥
प्रकाशितं येन च भूर्भुवः स्वः पुनातु मां० ॥ ४६ ॥

જેનું મંડલ વ્યાધિ મટાડવામાં ચતુર, જે ઋક્, યજુષ્ તથા સામમાં ગવાએલું, જેણે ભૂર્લોક, ભુવર્લોક તથા સ્વર્ગલોકને પ્રકાશ્યું, તે સવિતાનું ઉત્તમ મંડલ મને પવિત્ર કરો. ૧૪૬.

यन्मंडलं वेदविदो विदंति गायंति यच्चारणसिद्धसंघाः ॥
यद्योगिनो योगजुषां च संघाः पुनातु मां तत्सवि० ॥ ४७ ॥

જેનાં મંડલને વેદ જાણનારાઓ વર્ણવે છે, ચારણ તથા સિદ્ધના સમુહો ગાય છે તથા યોગ સેવનારાઓના સમુહો જેમાં જોડાયા છે, તે સવિતાનું ઉત્તમ મંડલ મને પવિત્ર કરો. ૧૪૭.

यन्मंडलं सर्वजनेषु पूजितं ज्योतिश्च कुर्यादिह मर्त्यलोके ॥
यत्कालकालाद्यमनादिरूपं पुनातु मां तत्सवि० ॥ ४८ ॥

જેનું મંડલ સર્વજનોમાં પૂજાએલું, આ મૃત્યુલોકમાં જ્યોતિ કરનારું જે કાલના કાલનું પણ આદિ તથા અનાદિ રૂપવાળું છે, તે સવિતાનું ઉત્તમ મંડલ મને પવિત્ર કરો. ૧૪૮

यन्मंडलं विष्णुचतुर्मुखाख्यं यदक्षरं पापहरं जनानाम् ॥
यत्कालकल्पक्षयकारणं च पुनातु० ॥ ४९ ॥

જેનું મંડલ વિષ્ણુ તથા ચતુર્મુખ(બ્રહ્મા)રૂપ, જે અક્ષર, માણસોનું પાપ હરનારું, જે કાલ તથા કલ્પના ક્ષયનું કારણ છે, તે સવિતાનું ઉત્તમ મંડલ મને પવિત્ર કરો. ૧૪૯.

यन्मंडलं विश्वसृजां प्रसिद्धमुत्पत्तिरक्षाप्रलयप्रगल्भम् ॥
यस्मिन् जगत्संहरतेऽखिलं च पुनातु० ॥ १५० ॥

જેનું મંડલ વિશ્વ સૃજનારાઓની ઉત્પત્તિ, રક્ષા તથા પ્રલયમાં પ્રસિદ્ધ અને જેમાં સમગ્ર જગત્ સંહરનારું છે, તે સવિતાનું ઉત્તમ મંડલ મને પવિત્ર કરો. ૧૫૦.

**यन्मंडलं सर्वगतस्य विष्णोरात्मा परं धाम विशुद्धतत्त्वम् ॥**
**सूक्ष्मांतरैर्योगपथानुगम्यं पुनातु० ॥ ५१ ॥**

જેનું મંડલ સર્વવ્યાપક વિષ્ણુના આત્મારૂપ, પરમ ધામરૂપ, વિશુદ્ધ ભાવવાળું અને સૂક્ષ્મ યોગના રસ્તાથી જણાય તેવું છે તે સવિતાનું ઉત્તમ મંડલ મને પવિત્ર કરો. ૧૫૧.

**यन्मंडलं ब्रह्मविदो विदंति गायंति यच्चारणसिद्धसंघाः ॥**
**यन्मंडलं वेदविदः स्मरंति पुनातु० ॥ ५२ ॥**

જેનું મંડલ બ્રહ્મ જાણનારાઓ વર્ણવે છે. ચારણ તથા સિદ્ધોના સમુહો ગાય છે. તથા વેદ જાણનારાઓ સંભાળે છે, તે સવિતાનું ઉત્તમ મંડલ મને પવિત્ર કરો. ૧૫૨.

**यन्मंडलं वेदविदोपगीतं यद्योगिनां योगपथानुगम्यम् ॥**
**तत्सर्ववेदं प्रणमामि सूर्यं पुनातु मां तत्सवितुर्वरेण्यम् ॥ ५३ ॥**

જેનું મંડલ વેદ જાણનારાઓથી ગવાએલું અને જે યોગિઓના યોગ-રસ્તાથી જણાય તેવું છે એવા સર્વના દેવ સૂર્યને પ્રણામ કરું છું, તે સવિતાનું ઉત્તમ મંડલ મને પવિત્ર કરો. ૧૫૩.

**मंगलाष्टमिदं पुण्यं यः पठेत्सततं नरः ॥**
**सर्वपापविशुद्धात्मा सूर्यलोके महीयते ॥ ५४ ॥**

આ પવિત્ર મંગલઅષ્ટકને જે નર હંમેશાં ભણે છે, તે સર્વ પાપમાંથી વિશુદ્ધ આત્માવાળો થઈ સૂર્યલોકમાં પૂજાય છે. ૧૫૪.

ध्येयः सदा सवितृमंडलमध्यवर्ती नारायणः सरसिजासनसन्निविष्टः
केयूरवान्मकरकुंडलवान्किरीटी हारी हिरण्मयवपुर्धृतशंखचक्रः॥५५

સવિતાના મંડલના મધ્યમાં રહેનાર, કમલાસનપર બેઠેલા, કેયૂરવાળા, મકરકુંડલવાળા, મુગટવાળા, હારવાળા, હિરણ્મય (સોનું) સરખાં શરીરવાળા, શંખ, ચક્ર ધારણ કરવાવાળા નારાયણ સદા ધ્યાન કરવા યોગ્ય છે. ૧૫૫.

सशंखचक्रं रविमंडले स्थितं कुशेशयाक्रांतमनन्तमच्युतं ॥
भजामि बुद्धया तपनीयमूर्तिं सुरोत्तमं चित्रविभूषणोज्ज्वलम्॥५६

શંખ, ચક્ર સહિત રવિમંડળમાં રહેલા કમળપર બેઠેલા અનંત, તપનીયમૂર્તિ, સુરોત્તમ તથા ચિત્રવિચિત્ર ભૂષણોથી ઉજળા અચ્યુતને બુદ્ધિથી ભજું છું. ૧૫૬.

एवं ब्रह्मादयो देवा ऋषयश्च तपोधनाः ॥
कीर्तयंति सुरश्रेष्ठं देवं नारायणं विभुम् ॥ ५७ ॥

એવી રીતે બ્રહ્માદિ દેવો ઋષિઓ તથા તપોધનો સુરશ્રેષ્ઠ વિભુ નારાયણ દેવનું કીર્તન કરે છે. ૧૫૭.

वेदवेदांगशारीरं दिव्यदीप्तिकरं परम् ॥
रक्षोघ्नं रक्तवर्णं च सृष्टिसंहारकारकम् ॥ ५८ ॥

તે વેદ તથા વેદાંગનું શરીર, દિવ્ય, દીપ્તિકર પરમ, રાક્ષસને મારનાર, રક્તવર્ણ તથા સૃષ્ટિનો સંહાર કરનાર છે. ૧૫૮.

एकचक्रो रथो यस्य दिव्यः कनकभूषितः ॥
स मे भवतु सुप्रीतः पद्महस्तो दिवाकरः ॥ ५९ ॥

જેનો એક ચક્રવાળો રથ દિવ્ય તથા સુવર્ણથી ભૂષિત છે, હાથમાં કમળ ધરનાર તે દિવાકર મને પ્રસન્ન થાઓ. ૧૫૯.

आदित्यः प्रथमं नाम द्वितीयं तु दिवाकरः ॥
तृतीयं भास्करः प्रोक्तं चतुर्थं तु प्रभाकरः ॥ १६० ॥

આદિત્ય પહેલું નામ, બીજું દિવાકર, ત્રીજું ભાસ્કર અને ચોથું પ્રભાકર કહેલું છે. ૧૬૦.

पंचमं तु सहस्रांशुः षष्ठं चैव त्रिलोचनः ॥
सप्तम हरिदश्वश्च अष्टमं च विभावसुः ॥ ६१ ॥

પાંચમું સહસ્રાંશુ,છઠ્ઠું ત્રિલોચન, સાતમું હરિદશ્વ,આઠમું વિભાવસુ.૧૬૧

नवमं दिनकृत्प्रोक्तं दशमं द्वादशात्मकं ॥
एकादशं त्रयीमूर्तिर्द्वादशं सूर्य एव च ॥ ६२ ॥

નવમું દિનકૃત, દશમું દ્વાદશાત્મક, અગીયારમું ત્રયીમૂર્તિ તથા બારમું સૂર્ય નામ કહેલું છે. ૧૬૨.

द्वादशादित्यनामानि प्रातःकाले पठेन्नरः ॥
दुःस्वप्ननाशनं चैव सर्वदुःखं च नश्यति ॥ ६३ ॥

આદિત્યના બાર નામો પ્રાતઃકાલમાં જે નર ભણે, તેનાં દુઃસ્વપ્નોનો તથા સઘળાં દુઃખોનો નાશ થાય છે. ૧૬૩.

दद्रुकुष्ठहरं चैव दारिद्र्यं हरते ध्रुवम् ॥
सर्वतीर्थप्रदं चैव सर्वकामप्रवर्धनम् ॥ ६४ ॥

દાદર તથા કોષ્ટને હરનારું, અવશ્ય દારિદ્રને હરનારું, સર્વ તીર્થને આપનારું, તથા સર્વ કામનાઓને વધારનારું. ૧૬૪.

यः पठेत्प्रातरुत्थाय भक्त्या नित्यमिदं नरः ॥
सौख्यमायुस्तथारोग्यं लभते मोक्षमेव च ॥ ६५ ॥

જે નર પ્રાતઃકાલે ઉઠીને ભક્તિથી નિત્ય આને ભણે છે, તે સૌખ્ય, આયુ, આરોગ્ય તથા મોક્ષ મેળવે છે. ૧૬૫.

**अग्निमीडे नमस्तुभ्यमिषेत्वोर्जेस्वरूपिणे ॥**
**अग्न आयाहि वीतस्त्वां नमस्ते ज्योतिषां पते ॥ ६६ ॥**

તું અગ્નિમીડેરૂપ છો, તું ઇષેત્વોર્જેરૂપ છો, તું અગ્નઆયાહિવીત છો અને તું જ્યોતિઓનો પતિ છો તને નમસ્કાર છે, નમસ્કાર છે. ૧૬૬.

**शन्नो देवी नमस्तुभ्यं जगच्चक्षुर्नमोऽस्तु ते ॥**
**पंचमायोपवेदाय नमस्तुभ्यं नमो नमः ॥ ६७ ॥**

તું શન્નો દેવી' છો, તને નમસ્કાર છે. તું જગતનું ચક્ષુ છો તને નમસ્કાર છે. તું પાંચમો ઉપવેદ છો તને નમસ્કાર, નમસ્કાર, નમસ્કાર છે. ૧૬૭.

**पद्मासनः पद्मकरः पद्मगर्भसमद्युतिः ॥**
**सप्ताश्वरथसंयुक्तो द्विभुजः स्यात्सदा रविः ॥ ६८ ॥**

કમલના આસનવાળા, હાથમાં કમલવાળા, પદ્મના ગર્ભસરખી કાંતિવાળા, સાત ઘોડાવાળા રથથી યુક્ત તથા બે ભુજાવાળા રવિ સદા છે. ૧૬૮

**आदित्यस्य नमस्कारं ये कुर्वंति दिने दिने ॥**
**जन्मांतरसहस्रेषु दारिद्र्यं नोपजायते ॥ ६९ ॥**

જેઓ દિવસે દિવસે આદિત્યને નમસ્કાર કરે છે, તેઓને હજારો જન્માંતરમાં દારિદ્રય આવતું નથી. ૧૬૯.

**उदयगिरिमुपेतं भास्करं पद्महस्तं निखिलभुवननेत्रं रत्नरत्नोपमेयम्॥**
**तिमिरकरिमृगेंद्रं बोधकं पद्मिनीनां सुखकरमभिवंदे सुंदरं विश्ववंद्यम्**

ઉદયાચલપર આવેલા, હાથમાં કમલવાળા, સમગ્ર ભુવનનાં નેત્રરત્નના રત્નથી ઉપમેય, અંધકારરૂપ હાથીપર સિંહ, કમલિનીઓને ખીલવનાર, સુખકર, સુંદર તથા વિશ્વવંદ્ય ભાસ્કરને નમું છું. ૧૭૦.

ભવિષ્યોત્તરપુરાણમાં કૃષ્ણાર્જુનસંવાદમાં આદિત્યહૃદય સમાપ્ત.

| | | | |
|---|---|---|---|
| गणेशसहस्रनामावलि ... | ०-३-० | रघुवंशकाव्य-पसर्ग ... | ०-६-० |
| शिवसहस्रनामावलि ... | ०-३-० | पुष्टीमार्गीयस्तोत्ररत्नाकर | ०-८-० |
| विष्णुसहस्रनामावलि ... | ०-३-० | दानमयूख ... ... | ०-२-० |
| देवीसहस्रनामावलि ... | ०-३-० | अष्टाध्यायीसूत्रपाठ ... | ०-७-० |
| श्रीचाणक्यनीतिसूत्रम् मुळ | ०-२-० | श्रीविष्णुसहस्रनाम ... | ०-३-० |
| उत्सर्गमयूख ... ... | ०-४-० | समासचक्र ... ... | ०-१-० |
| प्रतिष्ठामयूख ... ... | ०-६-० | शब्दरूपावलि ... ... | ०-२-० |
| हिरण्यकेशीयगृह्यसूत्रेण... | ०-५-० | धातुरूपावलि ... ... | ०-३-० |
| | | भगवद्गीता-पंचरत्न ... | ०-६-० |

વિષ્ણુસહસ્રનામ પંચરત્ન ગુજરાતી ભાષાંતર ... ૦- ૨-૬
પંચરત્ન ગીતા મોટા અક્ષર ... ... ... ૧- ૪-૦
,, ,, નાના અક્ષર ... ... ... ૧- ૦-૦
ગીતા મોટા અક્ષર મૂળ ... ... ... ૧- ૦-૦
,, નાના અક્ષર ... ... ... ... ૦ -૬-૦
આત્મવિદ્યાવિલાસ ... ... ... ૦- ૨-૦
દક્ષિણામૂર્તિ પ્રાદુર્ભાવ-અદ્વૈતમંજરી ... ૦- ૪-૦
સામ્બપુરાણ સંસ્કૃતમાં છુટા પાનામાં ... ... ૨- ૦-૦
આદિત્યહૃદય મૂલ ... ... ... ... ૦- ૨-૦
આદિત્યહૃદય મોટા અક્ષરમાં ... ... ... ૦- ૮-૦
આર્ષ આદિત્યહૃદય ... ... ... ... ૦- ૧-૬
સૂર્યપુરાણાદી ૨૩૩ રત્નો ... ... ... ૧-૧૨-૦
સૂર્યનમસ્કાર-સપ્રમાણ શાસ્ત્રોક્ત સચિત્ર... ૦- ૪-૦
સૂર્યચક્રવેધ-સચિત્ર હિન્દી ... ... ... ૧- ૪-૦
ન્યાયમૂર્તિ રાનાડેનુ કૌટુમ્બિક જીવન. ... ... ૧- ૮-૦
એકાદશસ્કંધ. ... ... ... ... ... ૧- ૦-૦

મળવાનાં ઠેકાણાઃ-

ધી "ન્યુઝ પ્રીન્ટીંગ પ્રેસ"
કાળાઘોડા, એઠ-હાઉસ લેન,
કોટ, મુંબઈ.

પંડિત નારાયણ મૂળજી પુસ્તકાલય
કાલકાદેવી રોડ, કુબેરબાગ; ૨૨૯,
મુંબઈ નં. ૨.